# શિલ્પશાસ્ત્ર

## પંચરત્ન ચિંતામણી

### ભાગ ૧-૫



કિંમત અમુલ્ય



# શિલ્પશાસ્ત્ર પંચરત્ન ચિંતામણી

# ભાગ ૧-૫

સંશોધક


હવે ભગવાનજી હરિશંકર



પ્રકાશકો

પ્રાણશંકર પ્રચ્છારામ સોમપુરા

નાનાલાલ પ્રચ્છારામ સોમપુરા

વઢવાણ સીટી

જન્માષ્ટમી

કિંમત અમુલ્ય

તા. ૭-૯-૩૯

મુદ્રક
દામોદર રતનશી અનાતવાળા
વૈશ્વાનર પ્રીન્ટીંગ પ્રેસ
પાંજરાપોળ રોડ, મુંબઇ નં. ૪



આવૃત્તિ પહેલી
પ્રત ૧૦૦૦

આ પુસ્તક મળવાના ઠેકાણા

નાનાલાલ ઇચ્છારામ
શીયાણીની પોળ
વઢવાણ સીટી

દવે ભગવાનજી હરિશંકર
મોટી શેરી
ધ્રાંગધ્રા

# અનુક્રમણિકા.


| | | |
|---|---|---|
| સ્તુતિ | | પૃષ્ટ ૧ |
| ઘર તથા પ્રાસાદનું ક્ષેત્રફળ ઉપજાવવા વિષે | ... | ૧ |
| આય ઉપજાવવા વિષે | ... | ૨ |
| ધ્વજાય આપવાના સ્થાન | ... | ૨ |
| ધુમાય આપવાના સ્થાનો | ... | ૩ |
| સિંહાય આપવાના સ્થાનો | ... | ૩ |
| શ્વાનાય આપવાના સ્થાનો | ... | ૩ |
| વૃષભાય આપવાના સ્થાનો | ... | ૩ |
| ખરાય આપવાના સ્થાનો | .... | ૪ |
| ગજાય આપવાના સ્થાનો | .... | ૪ |
| ધ્વાંક્ષાય આપવાના સ્થાનો | ... | ૪ |
| આયના નામ તથા દિશાઓનું કોષ્ટક | ... | ૫ |
| મુળરાશી ઉપજાવવા વિષે | ... | ૫ |
| નક્ષત્ર ઉપજાવવા વિષે | ... | ૫ |
| નક્ષત્રનું કોષ્ટક | ... | ૬ |
| ખડાષ્ટક જોવાનું કોષ્ટક | .... | ૯ |
| નામાક્ષર ઉપરથી નક્ષત્ર અને રાશી. સ્વામી, મીત્રભાવ, શત્રુભાવ સમભાવ જોવાનું કોષ્ટક | ... | ૧૦ |
| ઘર તથા પ્રાસદમાં વય ઉપજાવવા વિષે | ... | ૧૨ |
| નક્ષત્ર ઉપરથી વય સમજવાનું કોષ્ટક | ... | ૧૨ |
| ઘરના નામ ઉપજાવવા વિષે | ... | ૧૩ |
| અંશક ઉપજાવવા વિષે | ... | ૧૩ |

| | | પૃષ્ટ |
|---|---|---|
| તારા ઉપજાવવા વિષે | ... | ૧૩ |
| ઘરની રાશી | ... | ૧૪ |
| ઘરની તીથી ઉપજાવવા વિષે | .... | ૧૪ |
| ઘરના વાર ઉપજાવવા વિષે | ... | ૧૫ |
| ઘરનુ લગ્ન ઉપજાવવા વિષે | .... | ૧૫ |
| યોગ ઉપજાવવા વિષે | ... | ૧૫ |
| કરણુ ઉપજાવવા વિષે | ... | ૧૬ |
| ઘરનો અધિપતિ ઉપજાવવા વિષે | ... | ૧૬ |
| વર્ગવેર | .... | ૧૬ |
| ઘર તથા પ્રાસાદના ઉચાઇના પ્રમાણુ | ... | ૧૭ |
| ઘરની ઉત્પત્તી વિષે | .... | ૧૯ |
| તત્વ વિચાર | ... | ૧૯ |
| ઘોડા ગરભ સમજવાની રીત | ... | ૨૦ |
| ઘરમાં દિવો મુકવાની દીશા | ... | ૨૦ |
| રેખા ગરભની સમજ | ... | ૨૦ |
| ઓસારમાં આય આપવા વીષે | ... | ૨૧ |
| ઘરના પદ ભાગ વીષે | ... | ૨૧ |
| ઘરના બાર અંગનું કોષ્ટક | ... | ૨૨ |

## ભાગ ૨ જો

| | | |
|---|---|---|
| માસ ફળ | ... | ૨૪ |
| માસનું કોષ્ટક | ... | ૨૪ |
| નક્ષત્ર ફળ | ... | ૨૫ |

| | | પૃષ્ટ |
|---|---|---|
| લગ્ન ત્થા ગૃહ વીચાર | ... | ૨૫ |
| તિથી. વાર, લગ્ન, પંચક, યોગ,ત્યાગ, કરવાવીષે | ... | ૨૫ |
| નક્ષત્રના શુભાશુભ ફળ | .... | ૨૬ |
| ભુમિ પરીક્ષા | ... | ૨૯ |
| નાગચક્ર | .... | ૩૦ |
| કુવાનુ ખાત | .... | ૩૧ |
| ઘર ત્થા પ્રાસાદના ખાતનો નમુનો | .... | ૩૩ |
| કુવાના ખાતનો નમુનો | .... | ૩૩ |
| વેદિના ખાતનો નમુનો | .... | ૩૪ |
| વૃષભ ચક્ર | .... | ૩૪ |
| પૃથ્વી રજસ્વલા વિષે | .... | ૩૫ |
| પૃથ્વી ઉંઘતી, જાગતી, બેઠી; ઉભી, જોવા વિષે | .... | ૩૫ |
| વારના શુભા શુભ ફળ | ... | ૩૬ |
| વારના શુભા શુભ ફળ જોવાનુ કોષ્ટક | ... | ૩૭ |
| રવિયોગ | ... | ૩૮ |
| કુમારયોગ | ... | ૩૮ |
| રાજયોગ | ... | ૩૮ |
| સ્થીરયોગ | ... | ૩૯ |
| વજ્રપાત યોગ | ... | ૩૯ |
| કાલમુખ યોગ | ... | ૩૯ |
| અબલાયોગ | ... | ૩૯ |
| જ્વાલામુખી નક્ષત્રની સમજ | ... | ૪૦ |

| | | પૃષ્ટ |
|---|---|---|
| ત્રીકુટીયોગ ત્થા ગૃહુતિથી યોગ | ... | ૪૦ |
| જામક્કકટ યોગ | ... | ૪૦ |
| શુભયોગ વિચાર | .... | ૪૧ |
| દગ્ધાતિથી | ... | ૪૧ |
| ગંગત તિથી, ગંગત ચંદ્રમાં, ગંગત નક્ષત્ર | ... | ૪૧ |
| ભદ્રાતિથી | ... | ૪૨ |
| પંચક વિષે વીચાર | ... | ૨૩ |

## ભાગ ૩ જો

| | | |
|---|---|---|
| ભુમી શોધન | ... | ૪૪ |
| ભુમી શોધનાનો કોઠો | .... | ૪૫ |
| કુર્મશીલામુહુર્ત | ... | ૪૬ |
| કુર્મશીલાનો નમુનો | .... | ૪૭ |
| મધ્યની શીલાનું પ્રમાણ | ... | ૪૭ |
| બાજુની શીલાઓનું પ્રમાણ | ... | ૪૮ |
| બારણાનુ મુહુર્ત | ... | ૪૮ |
| રાહુની સમજ | .... | ૪૯ |
| વારના રાહુ જોવા વિષે | ... | ૪૯ |
| દ્વારચક્ર | ... | ૫૦ |
| દ્વાર ચડાવવાનુ મુહુર્ત | .... | ૫૧ |
| સ્થંભનુ મુહુર્ત | ... | ૫૧ |
| પાટનુ મુહુર્ત | ... | ૫૧ |
| મોભનુ મુહુર્ત | ... | ૫૨ |

| | | પૃષ્ટ |
|---|---|---|
| કળશ ચક્ર | .... | ૫૨ |
| અગ્નિચક્ર | ... | ૫૨ |
| વાસ્તુનુ મુહુર્ત | .... | ૫૩ |
| દેવપ્રતિષ્ટા મુહુર્ત | ... | ૫૪ |
| લગ્ન કુંડલીઓમાં ભુવનોના નામ | ... | ૫૫ |
| રાશી કુંડલી | ... | ૫૬ |
| ગ્રહોનુ શુભા શુભ ફળ | ... | ૫૬ |
| શુભાશુભ ગ્રહ કોષ્ટક | ... | ૫૭ |
| પાલખી બનાવવાનુ મુહુર્ત | ... | ૫૮ |
| પારણાનુ મુહુર્ત | ... | ઘ૮ |
| ઢોલીયાનુ મુહુર્ત | .... | ૫૮ |
| રથ અને ગાડી બનાવવાનુ મુહુર્ત | ... | ૫૮ |
| છત્ર બનાવવાનુ મુહુર્ત | ... | ૫૮ |
| ધનુષ બનાવવાનુ મુહુર્ત | ... | ૫૯ |
| વહાણુ બનાવવાનુ મુહુર્ત | .... | ૫૯ |
| હળ બનાવવાનુ મુહુર્ત | ... | ૫૯ |
| તોપ બનાવવાનુ મુહુર્ત | ... | ૬૦ |
| શીલ્પવીદ્યાનો આરંભ કરવા વીષે | ... | ૬૧ |
| ઘાતચક્ર | .... | ૬૨ |

## ભાગ ૪ થો

| | | |
|---|---|---|
| દેવો તથા પ્રાસાદોના નાંમ | ... | ૬૩ |
| કેશરાદી પ્રાસાદના નામ | ... | ૭૦ |

| | | પૃષ્ઠ |
|---|---|---|
| ભદ્રાદીક કરવાનુ કોષ્ટક | .... | ૭૧ |
| પ્રાસાદની જગતીનુ પ્રમાણ | ... | ૭૨ |
| પ્રાસાદની ભીટ (ખડસલ)નુ પ્રમાણ | ... | ૭૨ |
| કણુપીઠનુ માન | ... | ૭૨ |
| થાંભલા ત્થા કોઠલાની ઉંચાઇનુ માન | ... | ૭૩ |
| દ્વારમાન | ... | ૭૩ |
| આઠ દિશાના આઠ દેવો | ... | ૭૪ |
| પ્રાસાદનો ગભારો ત્થા ઓસાર | ... | ૭૪ |
| શિખરની નમણનુ માન | ... | ૭૫ |
| ધ્વજાદંડનુ માન | ... | ૭૫ |
| સિંહાસનનું માન | ... | ૭૬ |
| જૈનના પબાસણનુ માન | .... | ૭૭ |
| ધ્વજાદંડના નામ | ... | ૭૭ |
| દ્રષ્ટિનુ માપ | ... | ૭૭ |

## ભાગ ૫ મો

| | | |
|---|---|---|
| કુંડ સીદ્ધિ | ... | ૭૯ |
| ચોરસ કુંડ | ... | ૮૦ |
| યોનીકુંડ | ... | ૮૧ |
| અર્ધચંદ્ર કુંડ | ... | ૮૨ |
| ત્રીકોણ કુંડ | .... | ૮૩ |
| ગોળ કુંડ | ... | ૮૪ |
| ષટકોણ કુંડ | .... | ૮૫ |

| | | પૃષ્ટ |
|---|---|---|
| છઠ્ઠાંસ કુંડ | ... | ૮૬ |
| પદ્મ કુંડ | ... | ૮૭ |
| અષ્ટકોણુ કુંડ | ... | ૮૮ |
| અઠાંમ કુંડ | ... | ૮૯ |
| પીઠીકાનું પ્રમાણુ | ... | ૯૦ |
| જૈન દેરાસર માટે | ... | ૯૧ |
| યજ્ઞનો મંડપ કરવા વીષે | ... | ૯૧ |
| કુંડનું પ્રમાણુ | ... | ૯૨ |
| વાસ્તુ થાપન | ... | ૯૩ |
| ૮૧ પદનો વાસ્તુ | ... | ૯૩ |
| ૪૯ પદનો વાસ્તુ | ... | ૯૪ |
| વાસ્તુ પુજન | ... | ૯૬ |
| આઠે દીશાના દેવોનું સ્થાપન | ... | ૯૬ |
| પુજન | .... | ૯૯ |
| નમસ્કાર વીધી | ... | ૧૦૦ |
| સંકલ્પ | ... | ૧૦૧ |

—— x ——

# શુદ્ધિપત્ર



| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૨ | ધજા | ધ્વજા |
| ૩ | ૨ | ઉપર | ઉપર |
| ૩ | ૬ | પુસ્કાલય | પુસ્તકાલય |
| ૩ | ૧૧ | ગાશાળા | ગૈશાળા |
| ૪ | ૭ | આશન | આસન |
| ૫ | ૭ | ષેશ | શેષ |
| ૫ | ૯ | ,, | ,, |
| ૬ | ૧ | કોષક | કોષ્ટક |
| ૬ | ૨ | મુળસાસી | મુળરાશી |
| ૭ | ૧ | મુળરાસી | મુળરાશી |
| ૭ | ૩ | વજ | વજા |
| ૯ | ૧ | ખડાષ્ટ | ખડાષ્ટક |
| ૧૧ | ૧ | રાસી | રાશી |
| ૧૧ | ૧ | સત્રુભાવ | શત્રુભાવ |
| ૧૧ | ૭ | શર્તાભિષા | શતભિષા |
| ૧૨ | ૨ | શ્રીવસ્તા | શ્રીવત્સ |
| ૧૨ | ૩ | આથ | આય |
| ૧૫ | ૯ | વરખાય | વૃષાય |

### ભાગ ૨ જો

| | | | |
|---|---|---|---|
| ૨૭ | ૧૫ | ઉંત્તરા | ઉત્તરા |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮ | ૬ | વશાખ | વૈશાખ |
| ૨૯ | ૫ | ફીલ્ગુની | ફાલ્ગુની |
| ૩૨ | ૨૦ | મુરત | મુહુર્ત |
| ૩૩ | ૨ | ખાતા | ખાત |
| ૪૦ | ૧૫ | શુંભ | શુભ |
| ૪૦ | ૨૧ | ઉં ત્તરા | ઉત્તરા |
| ૪૧ | ૭ | શું ભ | શુભ |
| ૪૨ | ૮ | ભદ્રતીથી | ભદ્રાતિથી |

## ભાગ ૩ જો

| | | | |
|---|---|---|---|
| ૪૪ | ૩ | સોધન | શોધન |
| ૪૬ | ૨૨ | સ્થામન | સ્થાપન |
| ૪૭ | ૨ | કુર્મ િશલા | કુર્મ શિલા |
| ૪૮ | ૮ | સિલા | શિલા |
| ૪૯ | ૧૦ | વષે | વીષે |
| ૫૧ | ૧૧ | જોક્ષત્રથી | નક્ષત્રથી |
| ૫૧ | ૧૨ | શુ ંભ | શુભ |
| ૫૧ | ૧૭ | શું ક્રુવારનાં | શુક્રુવારના |
| ૫૨ | ૧૨ | વાસ્તૃ | વાસ્તુ |
| ૫૨ | ૧૮ | રવીંવારથીં | રવીવારથી |
| ૫૩ | ૧૦ | શુંક્રુવાર | શુક્રુવાર |
| ૫૩ | ૧૨ | અશુંભ | અશુભ |
| ૫૪ | ૮ | રેવતિં | રેવતી |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪ | ૧૧ | કૃાતકા | કૃતીકા |
| ૫૪ | ૧૬ | ધ્રનીષ્ટા | ધનીષ્ટા |
| ૫૪ | ૧૬ | ઉંત્તરા ફાલ્ગુની | ઉત્તરા ફાલ્ગુની |
| ૫૪ | ૧૯ | પ્રતીષ્ય | પ્રતીષ્ટા |
| ૫૫ | ૧૧ | ફૂર | ક્રુર |
| ૫૬ | ૨ | સ્રીંનો | સ્રીનો |
| ૫૬ | ૮ | શુક્ર | શુક્ર |
| ૫૬ | ૯ | યોય | હોય |
| ૫૬ | ૧૦ | કેનદ્ર | કેન્દ્ર |
| ૫૬ | ૧૨ | ,, | ,, |
| ૫૬ | ૧૫ | ,, | ,, |
| ૫૬ | ૧૬ | ,, | ,, |
| ૫૬ | ૧૭ | ,, | ,, |
| ૫૬ | ૧૯ | ,, | ,, |
| ૫૮ | ૧ | બનાવાનું | બનાવવાનું |
| ૫૮ | ૮ | ઘાતચક્ર | ઘાતચક્ર |
| ૫૮ | ૧૪ | ,, | ,, |
| ૫૮ | ૧૯ | ,, | ,, |
| ૫૯ | ૧ | જોઇ | જોઈ |
| ૫૯ | ૩ | બનાવાનું | બનાવવાનું |
| ૫૯ | ૮ | ,, | ,, |
| ૫૯ | ૧૪ | બનાવા | બનાવવા |
| ૫૯ | ૧૭ | બનાવાનું | બનાવવાનું |

 ૨૨૯૫૧

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૫૯ | ૧૨ | ત્રણો | ત્રણે |
| ૫૯ | ૧૭ | થીં | થી! |
| ૬૦ | ૧૬ | હથીંયાર | હથીયાર |
| ૬૦ | ૧૯ | શું ભ | શુભ |
| ૬૧ | ૯ | ગણાગ | ગણાય |

## ભાગ ૪ થો

| | | | |
| --- | --- | --- | --- |
| ૬૩ | ૧૦ | મુગદળ | મગદળ |
| ૬૫ | ૨૩ | ગંદા | ગદા |
| ૬૭ | ૧૨ | ગાર | ગાર |
| ૭૬ | ૩ | કરવે | કરવો |
| ૭૭ | ૨ | ઇશ્વર | ઈશ્વર |
| ૭૭ | ૧૨ | જેષ્ટપાનમાં | જેષ્ટમાનમાં |
| ૭૮ | ૧૨ | પંપમાંથી | માપથી |

## ભાગ ૫ મો.

| | | | |
| --- | --- | --- | --- |
| ૯૨ | ૧૭ | લખા પુરૂપના | લખ્યા પુરૂપના |
| ૯૬ | ૩ | શતકેતુંનું | શતકેતુનું |
| ૯૬ | ૧૪ | કંલીં | કલીં |
| ૯૬ | ૧૫ | ,, | ,, |
| ૯૬ | ૧૬ | ,, | ,, |
| ૯૬ | ૧૭ | ,, | ,, |
| ૯૬ | ૨૦ | ,, | ,, |
| ૯૬ | ૨૧ | ,, | ,, |

# નિવેદન.

——:૦:——

આ પુસ્તક છપાવવા મારો ઘણા વખત થયા વીચાર હતો પણ સંજોગો વશાત્ એ વીચારને અમલમાં મુકી ન શક્યો. મેં મારો વીચાર ભાઈ નાનાલાલ ઇચ્છારામ અને ભાઈ પોપટલાલ છગનલાલને દર્શાવ્યો તેમણે આ પુસ્તક **સોમ્પુરા બ્રાહમણ જ્ઞાતી હીતેચ્છક મંડળ** તરફથી છપાવવા વીચાર કર્યો

આ પુસ્તકના ત્રણ ભાગ ચી. રમાશંકર પાસે લખાવી રાખેલ તે અને બીજા બે ભાગ લખવામાં અને પહેલા ત્રણ ભાગનો સુધારો વધારો કરવામાં ભાઈ નાનાલાલ ઇચ્છારામ ભાઇ ટપુલાલ ખુશાલદાસ, ભાઇ બલવંતરાય પ્રભાશંકર અને ભાઇ જગજીવન વજેશંકર. આ ચારે ભાઇઓએ જે મદદ કરી છે તે હું કેમજ ભુલી શકુ?

આપણી જનતા આ પુસ્તકનો સદ ઉપયોગ કરશે તો અમારો પ્રયાસ સફળ થયો ગણાશે.

આપણી શિલ્પ કળા ઉપરથી આપણે આપણો કાબુ ઘણા અંશે ગુમાવ્યો છે. તેનું કારણ આપણો પ્રમાદ છે. ભારતદેશ પુર્વે કેટલો કળાપ્રીય હતો, તેની સાબીતી રૂપે અજંટાની ગુફાઓ મદુરામાં મિનાક્ષી દેવીનું મંદિર, સાંચીના બાદ્ધ મંદિરો, આબુ, દેલવાડાના મંદિરો, શેત્રુંજયના જૈન મંદિરો, પ્રભાસ પાટણ અને સોમનાથ મહાદેવ, આ સ્થાપત્ય કળાના કીર્તીવંત અવશેષો છે.

શિલ્પીઓ કેટલા કળાનિપુણ હતા તે સ્થાપત્યકળાના અવશેષો પરથી જોઈ શકાય છે.

આપણી શિલ્પ કળાની અધોગતીનું મુખ્ય કારણ ઐકયતાનો અભાવ અને મિથ્યાભિમાન છે આપણામાં શિલ્પ વિદ્યાનું ગૌણ્યજ્ઞાન દરેક ભાઈઓને હોવું જોઈએ.

**साहित्य संगीत कळा विहीन :**

**साक्षात् पशुपुच्छ विषाणहिन :**

**तृणं नग्वादन्नपी जीव मानस**

**तद् भाग धेयं परमम् पशुनाम्**

**અર્થ**-સાહીત્ય, સંગીત, કળા આત્રણેમાંથી એકેનો નો જેને શોખ નથી તે પુરૂષ સાક્ષાત પુછડા વિનાના પશુ જેવો છે. તે જો ઘાસ ખાતો હોય તો પશુના ચારામાં ભાગ પાડત.

દરેક શિલ્પીએ આપણી શિલ્પ વિદ્યામાં પારંગત થવા પ્રયત્ન કરવો જોઇએ.

શિલ્પીઓએ નકશા કરતા શિખવું. અંદાજ ખર્ચ કાઢતાં શિખવું, શિલ્પ વિદ્યાભ્યાસ કરવો, ચણતર કામ શિખવું, ગણીતનો અભ્યાસ કરવો, જયોતિષ જાણવું. વાસ્તુના મર્મ જાણવા, ભાગ રૂપ કામ કરતા શિખવું, ચિત્ર કામ શિખવું જોઇએ. દરેક શિલ્પીઓને ઉપર લખેલ બાબતોનું જ્ઞાન હોવું જોઇએ.

શિલ્પવિદ્યાના ગુજરાતી પુસ્તકો આંગળીને વેઢે ગણી શકાય તેટલા છે. જેવાં કે રાજવલ્લભ, શિલ્પશાસ્ત્ર પંચ-રત્ન ચિંતામણી ભાગ ૧, ભાઇ જગન્નાથ અંબારામના બૃહદ શિલ્પશાસ્ત્ર ભાગ ૩. મીસ્ત્રી નર્મદાશંકર મુલજી ભાઈએ શિલ્પરત્નાકર છપાવી આપણી જનતાને જે લાભ આપ્યો છે. તે પ્રશંસનીય છે.

આ પુસ્તક પ્રાસાદ મંડન, જીનપ્રાસાદ ક્ષીરાર્ણવ, રાજવલ્લભ, આયતત્વ, સૂર્યસિદ્ધાંત, કુંડસિદ્ધિ, દિપાર્ણવ વાસ્તુશાસ્ત્ર, બાણલીંગ. સુત્રસંતાન વિગેરેનું સંશોધન કરી બહાર પાડેલ છે.

આ પુસ્તક ના પહેલા ભાગમાં ગણીત વિષય, બીજા ભાગમાં ખાત વિષય, ત્રીજા ભાગમાં મુહુર્ત વિષય, ચોથા ભાગમાં પ્રાસાદ વિષય અને પાંચમા ભાગમાં કુંડસિધ્ધિ અને વાસ્તુ પુજન વિગેરેનો સમાવેશ કરવામાં આવેલ છે.

આ પુસ્તક લખાઈને તૈયાર થયા પછી પ્રાણશંકર ઇચ્છારામને બતાવતાં તેમણે તેમના સદ્‌ગત વડીલ બંધુઓના સ્મરણાર્થે છપાવવા ઇચ્છા પ્રદર્શીત કરી. અને આ પુસ્તક ભાઇ પ્રાણશંકર ઇચ્છારામ અને નાનાલાલ ઇચ્છારામે તેમના સદ્‌ગત વડીલ બંધુઓ ભાઇ દેવચંદ ઇચ્છારામ અને ડુંગરલાલ ઇચ્છારામના સ્મરણાર્થે સોમ્પુરા 'બ્રાહ્મણ જ્ઞાતિ હીતેચ્છુ મંડળ'ને છપાવી અર્પણ કરી છે.

સદ્ગત્ ભાઇ દેવચંદ ઇચ્છારામ અને ડુંગરલાલ ઇચ્છારામ સાથેના મારા અંગત પરિચય ઉપરથી તેઓમાં રહેલ જ્ઞાતિ પ્રેમ, ધાર્મિક ઉચ્ચ કોટીની ભાવનાઓ અને તેના નીતીમય જીવનના સંસ્મરણો હંમેશા યાદ રહ્યા કરે છે.

સદ્ગત્ આત્માઓએ વઢવાણમાં આશાપુરી માતાજીના મંદીરના નિભાવ માટે એક મકાન બંધાવી આપેલ છે અને સોમનાથ મહાદેવની જગ્યામાં શાન્તિભુવન બંધાવી આપી જ્ઞાતિસેવા બજાવી છે તે પ્રશંસનીય છે.

આપણા દરેક ભાઇઓ જ્ઞાતિનો ઉદ્ધાર કરવામાં તનમન ધનથી પ્રયત્ન શીલ થશે એવી આશા રાખું છું.

આ પુસ્તકમાં જે કાંઇ ભાષાદોષ, દષ્ટિ દોષ રહી ગયો હોય તે સુધારી વાચવા દરેક વાચકોને મારી નમ્ર વિનંતિ છે. મેં મારી અલ્પ બુદ્ધિથી આ પુસ્તક લખ્યું છે, તે તરફ આપ સર્વે હંસ બુધ્ધિથી જોવા કૃપા કરશો.

કાગ બુધ્ધિથી નહિ.

**દવે ભગવાનજી હરીશંકર**

**ઠાણા**

સંવત્ ૧૯૯૫ ના

દ્વિતીય શ્રાવણ વદ ૮ બુધ

**જન્માષ્ટમી**

તા. ૬–૯–૩૯

# અર્પણ

સદ્‌ગત્ વડીલબંધુ દેવચંદ ઈચ્છારામ અને ભાઈ ડુંગરલાલ ઈચ્છારામ.

આપે અમોને શિલ્પકળા સાથે સુંદર વહેવારીક જ્ઞાન અને વિદ્યાદાન આપી, ધંધે લગાડી અમોને ઉચ્ચસ્થીતીએ પહોચડયા. છે. તે આપના ખંતીલાપણાને આભારી છે.

આજે આપણું કુટુંબ સારી અને સુખી હાલત સાથે શિલ્પી તરિકે સારૂં જ્ઞાન અને માન ધરાવે છે. તે બધું આપનાજ પ્રતાપે છે. જેનો યશ આપને છે. આપે અમારા ઉપર કરેલ અનેક કિંમતી ઉપકારોના યત્કીંચીત્ બદલામાં આ લઘુ ગ્રંથ અમો આપને અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

આપના લઘુબંધુઓ.

**પ્રાણશંકર ઇચ્છારામ**
**નાનાલાલ ઇચ્છારામ**



સ્વ૦ ત્રીવેદી દેવચંદ મંછારામ સોમપુરા



સ્વ૦ ત્રીવેદી ડુંગરલાલ મંછારામ સોમપુરા

# શિલ્પ શાસ્ત્ર પંચરત્ન ચિંતામણી

# ભાગ–૧

**ओं अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम्,**

**होतारंरत्नधातमम् ॥ १ ॥ ऋ. १-१-१**

**અર્થ.** અનાદિ કાળથી જગતને ધારણ કરવાવાળા હુવન વિદ્યાદિદાન, તથા શિલ્પક્રિયાના ઉપાસક પ્રત્યેક રૂતુના પુજનિય, જગતના સુંદર પદાર્થોના દાતા, રમણિય રત્નાદિના પોષક પ્રકાશસ્વરૂપ હે પરમાત્મા ! આધુનિક શિલ્પ વિદયાના પુનરોધ્ધાર માટે ભારતવર્ષના શિલ્પીઓને સદ્બુદ્ધિ આપો. એવી હું ઉપાસક સ્તુતિ કરૂં છું.

જગતના સુખના અર્થે પ્રાસાદ ભુવનાદિક, જલાશય, યજ્ઞાદિક, ક્રિયાઓ કરનાર, તથા કરાવનાર, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને પામે છે. આ ચાર પદાર્થો આપણા મહાઋષિયો કહિ ગયા છે. તેજ પ્રમાણે, કરાવનાર તથા કરનાર બન્નેનું કલ્યાણ થ.ય છે. માટે પ્રાસાદ તથા ભુવનાદિક વિગેરેનું ગણિત, સહવિસ્તારથી આપણા મહામુનિઓ કહી ગયા છે. તેજ પ્રમાણે જોઈ વિચારી ડાહ્યા શિલ્પીઓ તથા સુત્રધાર કરશે તો ઉપરના ચારે પદાર્થો પામશે અને કરાવનાર તથા કરનાર બન્નેનું કલ્યાણ થશે એવું શાસ્ત્રકર્તા કહી ગયા છે.

## ૧ ઘર તથા પ્રાસાદનું ક્ષેત્રફળ ઉપજાવવા વિષેઃ-

ઘર તથા પ્રાસાદની જમીનની લંબાઇ અને પહોળાઈને ગજના ચોવીસ આંગળના હીસાબે ગુણવું ને જે આંક આવે તે ક્ષેત્રફળ જાણવું.

## ૨ આય ઉપજાવવા વિષે

જે ક્ષેત્રફળ આવ્યું હોય, તેને આઠે ભાંગતા જે શેષ વધે તે આય જાણવો.

આયના નામ.

૧ ધ્વજાય, ૨ ધૂમાય, ૩ સિંહાય, ૪ શ્વાનાય, ૫ વૃષભાય, ૬ ખરાય, ૭ ગજાય, ૮ ધ્વાંક્ષાય,

આ આઠ આયોમાંના ૧-૩-૫-૭ આયો શ્રેષ્ટ છે.

## ૧ ધ્વજાય આપવાના સ્થાન

પ્રાસાદ, છત્ર, બ્રાહ્મણનું ઘર, યજ્ઞ કરવાની વેદી, કુવો, તળાવ, કુંડ, વાવ, પાણીનું ટાંકુ, વસ્ત્રાભુષણ, ઉભી તથા બેઠી પ્રતિમા, યજ્ઞશાળા, મહાદેવનું બાણ, દેવતાઓને બેસવાનું આસન, ધજા; ચામર, મંડપ, ચોરી, ધર્મશાળા.

ઉપર લખેલા સ્થાને ધ્વજાય આપવો શ્રેષ્ટ છે.

## ૨ ધૂમાય આપવાનાં સ્થાનો

લુવારનું ઘર, સોનીનું ઘર, કંસારાનું ઘર, રસોડુ, ને અગ્ની ઉંપર આજીવિકા ચલાવનારનું ઘર.

ઉપર લખેલ સ્થાને ધૂમાય આપવો શ્રષ્ટ છે.

## ૩ સિંહાય આપવાના સ્થાનો

રાજાઓના રાજમહેલ, નગર, કીલ્લો, દરવાજો, દરેક જાતના હથીયાર રાખવાનું મકાન, રાજાને બેસવાનું સિંહાસન, દાણા ભરવાનો કોઠાર, પુસ્કાલય, કેદખાનું.

ઉપર લખેલા સ્થાને સિંહાય આપવો શ્રેષ્ટ છે.

## ૪ શ્વાનાય આપવાના સ્થાનો

ચાંડાળનું ઘર, અંત્યજનું ઘર, નાયકાનું ઘર, શ્વાન ઉપર આજીવિકા ચલાવનારનું ઘર, તાજખાનું (જાજરૂ).

ઉપર લખેલ સ્થાને શ્વાનાય આપવો શ્રેષ્ટ છે.

## ૫ વૃષભાય આપવાના સ્થાનો

ભોજનશાળા, ગાશાળા, અશ્વશાળા, બળદ બાંધવાનું સ્થાન, વૈશ્યોનું ઘર, દુકાન, લાકડા ભરવાની વખાર, મંડપ, ઢોરાં ઉપર આજીવિકા ચલાવનારનું ઘર, અનાજ ભરવાનો કોઠાર.

ઉપર લખેલ સ્થાને વૃષભાય આપવો શ્રેષ્ટ છે.

## ૬ ખરાય આપવાનાં સ્થાનો

સર્વે પ્રકારનાં વાજીંત્ર રાખવાનું મકાન, કુંભારનું ઘર, ગધેડા ઉપર આજીવિકા ચલાવનારનું ઘર, કલાલનું ઘર, ધોબીનું ઘર, વણકરનું ઘર, નાયકાનું ઘર દારૂનું પીઠું.

ઉપર લખેલ સ્થાને ખરાય આપવો શ્રેષ્ટ છે.

## ૭ ગજાય આપવાનાં સ્થાનો

શુદ્રનું ઘર, પાલખી, મેનો, તાજ, રથ, નાવ, ઢાલીયો, ગજશાળા, રાજાનું શયનગૃહ, આશન, પક્ષીનો માળો, વાટીકા.

ઉપર લખેલ સ્થાને ગજાય આપવો શ્રેષ્ટ છે.

## ૮ ધ્વાંક્ષાય આપવાનાં સ્થાનો

શિલ્પીનું ઘર, તપસ્વીનું ઘર, મઠ, અપાશરો, પરબડી.

ઉપર લખેલ સ્થાને ધ્વાંક્ષાય આપવો સારો છે. તેથી ઉલટો સારો નથી.

## આયના નામ તથા દિશાઓનું કોષ્ટક.

| નંબર | ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| નામ | ધ્વજાય | ધ્રુમાય | સિંહાય | શ્વાનાય |
| દિશા | પુર્વ | અગ્નિ | દક્ષિણ | નૈરૂત્ય |
| મુખ | માણુસ | બીલાડી | વાઘ | શ્વાન |
| નંબર | ૫ | ૬ | ૭ | ૮ |
| નામ | વૃષભાય | ખરાય | ગજાય | ધ્વાંક્ષાય |
| દિશા | પશ્ચિમ | વાયવ્ય | ઉત્તર | ઇશાન |
| મુખ | બળદ | ખર | હાથી | કાગડો |

ઉપરના આઠે આયોના પગ પક્ષીના જેવા છે. હાથ મનુષ્યના જેવા છે. ગરદન સિંહના જેવી છે. આઠે દિશાના સ્વામી છે ને તેના સન્મુખ ઘર પ્રાસાદનું દ્વાર મુકવું શ્રેષ્ટ છે.

ડાબા જમણા મુકવા મધ્યમ છે અને ઘર તથા પ્રાસાદની પીઠ આયની સનમુખ કરવી નીષેધ છે.

### ૩ મુળરાશી ઉપજાવવા વિષે

ઘર તથા પ્રાસાદનું જે ક્ષેત્રફળ આવ્યું હોય તેને સત્યાવીશે ભાંગત જે શેષ રહે તે મુળરાશી જાણવી.

### ૪ નક્ષત્ર ઉપજાવવા વિષે

ઉપરની મુળરાશીને આઠગણી કરવી અને તેને સત્યાવીશે ભાંગતા જે શેષ વધે તે અશ્વીની આદી નક્ષત્ર જાણવા.

# નક્ષત્રનું કોષક

| મુળરાસી | નક્ષત્ર | નામ | ગણ | દીશા | દેવતા | ફલ | યોગ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | ૧ | અશ્વની | દેવગણ | ઉત્તર | અશ્વિની કુમાર | શુભ | વિષ્કુંભ |
| ૭ | ૨ | ભરણી | મનુષ્ય | ઉત્તર | યમ | અશુભ | પ્રીતિ |
| ૨૪ | ૩ | કૃતિકા | રાક્ષસ | પુર્વ | અગ્નિ | કાર્યનાસ | આયુષ્ય માન |
| ૧૪ | ૪ | રોહીણી | મનુષ્ય | પુર્વ | બ્રહ્મા | સિધ્ધી | સૌભાગ્ય |
| ૪ | ૫ | મૃગશીર | દેવ | પુર્વ | ચંદ્રમા | શ્રેષ્ટ | સોભન |
| ૨૧ | ૬ | આર્દ્રા | મનુષ્ય | પુર્વ | રૂદ્ર | શુભ | અતિગંડ |
| ૧૧ | ૭ | પુનર્વસુ | દેવ | પુર્વ | અદિતી | મધ્યમ | સુકર્મા |
| ૧ | ૮ | પુષ્ય | દેવ | પુર્વ | અંગીરા | શ્રેષ્ટ | ધૃતિ |
| ૧૮ | ૯ | અશ્લેખા | રાક્ષસ | પુર્વ | સર્પ | શોક | સુલ |
| ૮ | ૧૦ | મઘા | રાક્ષસ | દક્ષીણ | પિતૃ | નાશ | ગંડ |
| ૨૫ | ૧૧ | પુર્વાફાલ્ગુની | મનુષ્ય | દક્ષીણ | ભૃગૃ | મૃત્યુ | વૃદ્ધિ |
| ૧૫ | ૧૨ | ઉત્તરાફાલ્ગુની | મનુષ્ય | દક્ષીણ | અર્યમા | વીદરના | ધ્રુવ |
| ૫ | ૧૩ | હસ્ત | દેવ | દક્ષીણ | સુર્ય | લક્ષ્મી | વ્યાઘાત |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૨ | ૧૪ | ચીત્રા | રાક્ષસ | દક્ષીણ | બ્રહ્મા | શુભ | હર્ષણ |
| ૧૨ | ૧૫ | સ્વાંતી | દેવ | દક્ષીણ | વાયુ | અશુભ | વજ |
| ૨ | ૧૬ | વીશાખા | રાક્ષસ | દક્ષીણ | ઇંદ્રાગ્નિ | અશુભ | સિધ્ધી |
| ૧૯ | ૧૭ | અનુરાધા | દેવ | પશ્ચીમ | મિત્ર | સર્વસીધ્ધી | વ્યતીપાત |
| ૯ | ૧૮ | જેષ્ટા | રાક્ષસ | પશ્ચીમ | ઇન્દ્ર | ક્ષય | વરીયાન |
| ૨૬ | ૧૯ | મુળ | રાક્ષસ | પશ્ચીમ | રાક્ષસ | અર્થનાસ | પરીઘ |
| ૧૬ | ૨૦ | પુર્વાષાઢા | મનુષ્ય | પશ્ચીમ | જલદ | હાની | શીવ |
| ૬ | ૨૧ | ઉત્તરાષાઢા | મનુષ્ય | પશ્ચીમ | વિશ્વેસ | શુભ | સિધ્ધી |
| ૨૩ | ૨૨ | શ્રવણ | દેવ | પશ્ચીમ | વિષ્નુ | શુભ | સાધ્ય |
| ૧૩ | ૨૩ | ધનીષ્ટા | રાક્ષસ | પશ્ચીમ | વસુ | સુભદા | શુભ |
| ૩ | ૨૪ | શતભિષા | રાક્ષસ | ઉત્તર | વરૂણ | શુભ | શુક્લ |
| ૨૦ | ૨૫ | પુર્વાભાદ્રપદ | મનુષ્ય | ઉત્તર | અજૈક | મૃત્યુ | બ્રહ્મા |
| ૧૦ | ૨૬ | ઉત્તરાભાદ્રપદ | મનુષ્ય | ઉત્તર | અહં | લક્ષ્મી | ઐંદ્ર |
| ૨૭ | ૨૭ | રેવતી | દેવ | ઉત્તર | સુર્ય | કામદા | વૈધૃતિ |
| ૨૮ | ૨૮ | અભીજીત | દેવ | ઉત્તર | બ્રહ્મા | વૃદ્ધિધ્ધા | |

આ કોષ્ટકમાં લખ્યા પ્રમાણે નક્ષત્રના ગુણ તથા દીશાઓ; સ્વામી તથા શુભાશુભ જાણવા ઘરને નક્ષત્ર ડાબુ જમણું આપવું શ્રેષ્ટ છે સનમુખ આપે તો ઘરધણીનું મૃત્યુ થાય. અને પાછળ આપે તો લક્ષ્મીનો નાશ થાય. પ્રાસાદ તથા રાજાના મહેલમાં સનમુખ આપવું શ્રેષ્ટ છે. ડાબા જમણું મધ્યમ છે પાછળ આપવું કનીષ્ટ છે. પ્રાસાદોમાં દેવગુણા નક્ષત્રદેવા શ્રેષ્ટ છે અને મનુષ્યગુણા મધ્યમ છે ઘરમાં મનુષ્યગુણા નક્ષત્રદેવા શ્રેષ્ટ છે ચાંડાલ તથા વેશ્યા તથા શુદ્રને ત્યાં રાક્ષસગુણા નક્ષત્રદેવા. જો ઘરધણીના નામનું નક્ષત્ર રાક્ષસગુણું હોય તો રાક્ષસગુણું નક્ષત્ર દેવું સારૂં છે. દેવમંદિરમાં રાક્ષસગુણું નક્ષત્ર દે તો કલેશ થાય પણ જો દેવનું રાક્ષસગુણું નક્ષત્ર હોય તો રાક્ષસગુણું નક્ષત્ર દઈ શકાય.

નિચેના કોષ્ટકમાંથી ઘરધણીની નામ રાશી તથા દેવતાઓની નામરાશી ઉપરથી શુભાશુભ નક્ષત્ર કોષ્ટકમાંથી જોઇને ઘર તથા દેવમંદીરમાં આપવા શ્રેષ્ટ છે.

# ખડાષ્ટ જોવાનું કોષ્ટક

| નક્ષત્ર | | | નામાક્ષર | મેષ | વૃષભ | મીથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચીક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | અ લ ઇ | બ વ ઉ | ક છ ઘ | ડ હ • | મ ટ ૦ | પ ઠ ણ | ર ત ૦ | ન ય ૦ | ભ ધ ફ–ઢ | ખ જ ૦ | ગ સ | દ ચ ઝ |
| ૧ | ૨ | ૩ | મેષ | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | ઇષ્ટ | કલેશ | મરણ | પ્રીતી | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર |
| ૪ | ૫ | ૦ | વૃષભ | દરીદ્ર | શ્રેષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતી | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ |
| ૬ | ૭ | ૦ | મીથુન | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ |
| ૮ | ૯ | • | કર્ક | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતી | મરણ | કલેશ |
| ૧૦ | ૧૧ | ૧૨ | સિંહ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતી | મરણ |
| ૧૩ | ૧૪ | ‐ | કન્યા | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતિ |
| ૧૫ | ૧૬ | ૦ | તુલા | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ |
| ૧૭ | ૧૮ | ૦ | વૃશ્ચીક | મરણ | પ્રીતી | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ |
| ૧૯ | ૨૦ | ૨૧ | ધન | કલેશ | મરણ | પ્રીતી | મરણ | કલેશ | શ્રેષ્ટ | ઇષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ |
| ૨૨ | ૨૩ | • | મકર | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતી | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર | શ્રેષ્ટ |
| ૨૪ | ૨૫ | ૦ | કુંભ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતી | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ | દરીદ્ર |
| ૨૬ | ૨૭ | ૦ | મીન | દરીદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતી | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરીદ્ર | ઇષ્ટ |

માણુસ તથા દેવતાઓની નામરાશી ઉપરથી સ્વામી મીત્રભાવ શત્રુભાવ સમભાવ વીગેરે સમજવાનું નીચેના કોષ્ટમાં જોઇ લેવું.

## નામાક્ષર ઉપરથી નક્ષત્ર, અને રાશી, સ્વામી, મીત્રભાવ, શત્રુભાવ, સમભાવ, જોવાનું કોષ્ટક.

| નક્ષત્ર | નામાક્ષર | રાશી | સ્વામી | મીત્રભાવ | શત્રુભાવ | સમભાવ |
|---|---|---|---|---|---|---|
| અશ્વિની | ચુ. ચે. ચો. લા. | મેષ | મંગળ | સુર્ય ચંદ્ર ગુરૂ | બુધ | શુક્ર શની |
| ભરણી | લી લુ લે. લો. | મેષ | મંગળ | સુર્ય ચંદ્ર ગુરૂ | બુધ | શુક્ર શની |
| કૃતિકા | અ ઇ. ઉ એ. | મેષ | મંગળ | સુર્ય ચંદ્ર ગુરૂ | બુધ | શુક્ર શની |
| રોહીણી | ઓ. વા. વી. વુ | વૃષભ | શુક્ર | બુધ શની | સુર્ય ચંદ્ર | મંગળ ગુરૂ |
| મૃગશર | કા. કી વે. વો | વૃષભ | શુક્ર | બુધ શની | સુર્ય ચંદ્ર | મંગળ ગુરૂ |
| આરદ્રા | કુ. ઘ. ડ. છ. | મીથુન | બુધ | સુર્ય શુક્ર | ચંદ્ર | મંગળ ગુરૂ શની |
| પુનર્વસુ | કે. કો. હ. હા, | મીથુન | બુધ | સુર્ય શુક્ર | ચંદ્ર | મંગળ ગુરૂ શની |
| પુષ્ય | હુ, હે, હો. ડી | કર્ક | ચંદ્ર | સુર્ય બુધ | ૦ | મંગળ ગુરૂ શુક્ર શની |
| અશ્લેખા | ડી. ડુ. ડે. ડો. | કર્ક | ચંદ્ર | સુર્ય બુધ | ૦ | ગુરૂ શુક્ર મંગળ શની |
| મઘા | મ. મા. મુ મે. | સીંહ | સુર્ય | ચંદ્ર ગુરૂ | શુક્ર શની | બુધ મંગળ |
| પુર્વાફાલગુની | મો. ટા. ટી. ટુ. | સીંહ | સુર્ય | ચંદ્ર ગુરૂ | શુક્ર શની | બુધ મંગળ |
| ઉતરાફાલગુની | ટે. ટો. પા. પી. | સીંહ | સુર્ય | ચંદ્ર ગુરૂ | શુક્ર શની | બુધ મંગળ |
| હસ્ત | પુ. ષ ણ. ઠ | કન્યા | બુધ | સુર્ય શુક્ર | ચંદ્ર | મંગળ ગુરૂ શની |
| ચીત્રા | પે. પો. રા. રી. | કન્યા | બુધ | સુર્ય શુક્ર | ચંદ્ર | મંગળ ગુરૂ શની |
| સ્વાંતી | રૂ. રે. રો. તા. | તુલા | શુક્ર | બુધ શની | સુર્ય ચંદ્ર | મંગળ ગુરૂ |
| વીસાખા | તી. તુ. તે. તો. | તુલા | શુક્ર | બુધ શની | સુર્ય ચંદ્ર | મંગળ ગુરૂ |
| અનુરાધા | ના. ની. નુ. ને. | વૃશ્ચી | મંગળ | સુર્ય ચંદ્ર ગુરૂ | બુધ | શુક્ર શની |
| જેષ્ટા | નો. ય. યા. યુ | વૃશ્ચીક | મંગળ | સુર્ય ચંદ્ર ગુરૂ | બુધ | શુક્ર શની |

| નક્ષત્ર | નામાક્ષર | રાશી | સ્વામી | મીત્રભાવ | શત્રુભાવ | સમભાવ |
|---|---|---|---|---|---|---|
| મુળ | યે. યો. ભા. ભી. | ધન | ગુરૂ | સુર્ય ચંદ્ર મંગળ | બુધ શુક્ર | શની |
| પુર્વાષાઢા | ભુ. ધ. ફ. ઢા, | ધન | ગુરૂ | સુર્ય ચંદ્ર મંગળ | બુધ શુક્ર | શની |
| ઉત્તરાષાઢા | ભે. ભો. જ, જી. | ધન | ગુરૂ | સુર્ય ચંદ્ર મંગળ | બુધ શુક્ર | શની |
| શ્રવણુ | ખી. ખુ. ખે. ખો. | મકર | શની | બુધ શુક્ર | સુર્ય ચંદ્ર મંગળ | ગુરૂ |
| ધનીષ્ટા | ગ. ગા. ગુ. ગે. | મકર | શની | બુધ શુક્ર | સુર્ય ચંદ્ર મંગળ | ગુરૂ |
| શતભિષા | ગો. સા. સી. સુ. | કુંભ | શની | બુધ શુક્ર | સુર્ય ચંદ્ર મંગળ | ગુરૂ |
| પુર્વાભાદ્રપદ | સે. સો. દા. દી. | કુંભ | શની | બુધ શુક્ર | સુર્ય ચંદ્ર મંગળ | ગુરૂ |
| ઉત્તરાભાદ્રપદ | દુ. ઝ, ઞે, થ, | મીન | ગુરૂ | સુર્ય ચંદ્ર મંગળ | બુધ શુક્ર | શની |
| રેવતી | દે, દો, ચા, ચી, | મીન | ગુરૂ | સુર્ય ચંદ્ર મંગળ | બુધ શુક્ર | શની |

## ૫ ઘર તથા પ્રાસાદમાં વય ઉપજાવવા વીષે

ઘર તથા પ્રાસાદમાં જે નક્ષત્ર ઉપજ્યું હોય તેને આઠે ભાગતાં જે શેષ રહે તે વય જાણવો. વયના નામ. ૧ શાંતા. ૨ પ્રૌઢા. ૩ પ્રદ્યોત્ત. ૪ શ્રીયાનંદ. ૫ મનોહરા. ૬ શ્રી વસ્તા. ૭ વિભવ. ૮ ચિંતાત્મક. આ આઠે વય એટલે ખર્ચ છે માટે ઘર તથા પ્રાસાદમાં આય કરતાં વય ઓછો રાખવો. આય કરતાં વય ઓછો રાખે તો ધન ધાન્યથી સુખી રહે. ધ્વજાય કરતાં વય વધારે હોય તો હરકત નથી પણ બીજા આય કરતાં વય વધારે હોય તો પિશાચ વય જાણવો.

### નક્ષત્ર ઉપરથી વય સમજવાનું કોષ્ટક.:

| આય | ધ્વજ ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ૨. ધુમ્ર ૦<br>અશ્વની<br>અશ્લેખા<br>અનુરાધા<br>પુ. ભદ્રપદ | સિંહ<br>ભરણી<br>મઘા<br>જેષ્ટા<br>ઉ ભાદ્રપદ | શ્વાન<br>કૃતીકા<br>પુર્વા ફાલ્ગુની<br>મુળ<br>રેવતી | વૃષભ<br>રોહીણી<br>ઉત્તરા ફાલ્ગુની<br>પુ. પાઢા<br>૦ | ખર<br>મૃગશર<br>હસ્ત<br>ઉ. પાઢા<br>• | ગજ<br>આરદ્રા<br>ચિત્રા<br>શ્રવણ<br>• | ધ્વાંક્ષ<br>પુનર્વસુ<br>સ્વાંતી<br>ધનીષ્ટ<br>૦ | ૦<br>પુષ્ય<br>વિશાખા<br>શતભીષા<br>• |
| વય | શાંતા | પ્રૈઢ | પ્રદ્યોત | શ્રીયાનંદ | મનોહરા | શ્રીવત્સ | વીભવ | ચીંતાત્મક |

## ૬ ઘરના નામ ઉપજાવવા વિષે

ઘરનું જે ક્ષેત્રફળ થયું હોય તેને ત્રણે ગુણવું; જે સરવાળોં થાય તેમાંથી એક બાદ કરવો પછી તેને સોળે ભાગતા જે શેષ વધે તે ઘરનું નામ જાણવું. ૧ ધ્રુવ. ૨ ધાન્ય. ૩ જય. ૪ નંદન. ૬ ખર, ૫ કાન્ત. ૭ મનોરમ. ૮ સુમુખ. ૯ દ્વિમુખ. ૧૦ ક્રુર. ૧૧ વિપક્ષ. ૧૨ ધનંદ. ૧૩ ક્ષય. ૧૪ આક્રંદ, ૧૫ વિપુલ. ૧૬ વિજ્યા.

ઉપર પ્રમાણે ઘરના નામ જાણવા.

## ૭ અંશક ઉપજાવા વિષે

ઘરની મૂળરાશી અને વય અને ઘરના નામના અક્ષર તે સરવેને ભેગા કરવા, તેનો જે સરવાળો આવે, તેને ત્રણે ભાગવા જે શેષ વધે તેને અંશક જાણવો. અંશકના નામ ૧ ઈંદ્ર, ૨ યમ. ૩ રાજા. પ્રાસાદ યજ્ઞ કરવાનો કુંડ. બ્રાહ્મણોનો આશ્રમ, અને બીજા ઉત્તમસ્થાને ઇંદ્ર અંશક શ્રેષ્ટ છે. દુકાન ભેરવનુ મંદીર, ભેરવની મુરતી, શુદ્ર જાતીના ઘરો વિષે યમ-અંશક દેવો શ્રેષ્ટ છે. રાજા, તથા બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રીઓના ઘરોવિષે રાજા અશંકદેવો શ્રેષ્ટ છે.

## ૮ તારા ઉપજાવવા વીષે

ઘરધણીના નામના નક્ષત્રથી જેટલામું ઘરનુ નક્ષત્ર આવે તેને નવે ભાગતાં જે શેષ વધે તેને તારા જાણવી. ૩, ૫; ૭, તારા તજવી. તારાનાં નામ. ૧ શાંતા, ૨ મનોહરા, ૩ ક્રૂરા. ૪ વિજયા, ૫ કુલોદ્ભવા ૬ પદ્મિની, ૭ રાક્ષસી, ૮ બાળા, ૯ આનંદ.

## ૯ ઘરની રાશી

ઘરનું જે નક્ષત્ર ઉપજ્યું હોય તેને ૬૦ ગુણવા જે સરવાળો થાય તેમાંથી પચાસ ઓછા કરવા ને બાકી રહે તેને ૧૩૫થી ભાગવા જે ભાગ આવે તેમાં ૧ ઉમેરવો. જે સરવાળો આવે તેટલાની રાશી જાણવી. ઉદાહરણ ધારો કે ઘરનું નક્ષત્ર ૧૩મુ હસ્ત છે.

```
        ૧૩
      × ૬૦
      ----
       ૭૮૦
 બાદ    ૫૦
      ----                         ૫
૧૩૫ | ૭૩૦ | ૫                     ૧
    | ૬૭૫ |                       ---   છઠી રાશી
       ૦૫૫                         ૬
```

ઘરની અને ઘરધણીની રાશીનુ ફલ ખડાષ્ટકના કોષ્ટકમાં જોઇને કામ કરવું.

## ૧૦ ઘરની તીથી ઉપજાવવા વિષે

આય, વય, નક્ષત્ર તારા અંશકના અંકનો સરવાળો કરવો, તેને ૩૦થી ભાગતા જે શેષ રહે તે તીથી જાણવી.

૧, ૬, ૧૧, નંદાતિથી જાણવી. તે બ્રાહ્મણને ત્યાં સારી છે.

૨, ૭, ૧૨, ભદ્રા તે ક્ષત્રિયોને ત્યાં સારી છે.

૩, ૮, ૧૩. જયા તે વૈશ્યને ત્યાં સારી છે.

૪, ૯, ૧૪. રિકતા તે શુદ્રને ત્યાં સારી છે.
૫, ૧૦, ૧૫, પુર્ણા તે દેવમંદિરમાં સારી છે.

## ૧૧ ઘરના વાર ઉપજાવવા વીષે

ઘરની મુળ રાશીને ૧૧ ગણી કરવી. તેને ૭ સાતે ભાગતાં જે શેષ વધે તે વાર જાણવો, રવી, સોમ, મંગળ, ગુરૂ, એ ચાર વાર અરસપરસ મીત્ર છે, અને બુધ શુક્ર; શની, રાહુ, એ ચાર અરસપરસ મીત્ર છે. પણ ઉપલા ચાર નિચલા ચારના શત્રુ સમજવા; તેમ નીચલા ચાર ઉપલ્યા ચારના શત્રુ છે. ધ્વજાય હોય તો રવીવાર, વૃષભાયને સોમવાર, ધુમાયને મંગળવાર, શ્વાન અને વરખાયને બુધવાર, ગજાયને ગુરૂવાર, સિંહાય ને શનીવાર, ધ્વાંક્ષાયને શુક્રવાર, ઉપરના આઠે આયોને ઉપર લખ્યા વાર સારા છે તેથી ઉલટા સારા નથી.

## ૧૨ ઘરનું લગ્ન ઉપજાવવા વીષે

આય નક્ષત્ર, વય, અંશક, તારા, એ પાંચે અંગોનો સરવાળો કરી બારે ભાગતા જે શેષ વધે તે ઘરનું લગ્ન જાણવું. લગ્નનું ફળ, ૨ વૃષભ, ૫ સિંહ, ૮ વૃશ્ચીક, ૧૧ કુંભ ઉપરના ચાર લગ્ન ઉત્તમ ફળ આપે. ૩ મિથુન, ૬ કન્યા, ૯ ધન, ૧૨ મિન, ઉપરના ચાર મધ્યમ ફળ આપે. ૧ મેષ, ૪ કર્ક, ૭ તુલા, ૧૦ મકર, આ ચાર લગ્નનુ ફળ કનિષ્ટ છે. માટે તેને તજવા.

## ૧૩ યોગ ઉપજાવવા વીષે

નક્ષત્ર, તારા, વય, અંશક, અને આય, તે બધાના

અંકનો સરવાળો કરવો. તેને ૨૭થી ભાગતાં જે શેષ વધે તે યોગ જાણવો

પેલો વિષ્કુંભયોગ અનુક્રમે યોગ સમજવા. યોગનું કાષ્ટક આગળ મુળરાશી ઉપરથી નક્ષત્રના કોષ્ટકમાં આપેલું છે.

## ૧૪ કરણ ઉપજાવવા વીષે

ઘરની મુળરાશીને ૯ ગણી કરવી તેને ૧૧થી ભાગતા, જે શેષ વધે તે કરણ જાણવો, ૧ બવ, ૨ બાલવ, ૩ કૈલવ, ૪, તૈતિલ, ૫ ગિર, ૬ વણીજ, ૭ વિષ્ટિ, ૮ સકુની ૯ ચતુષ્પદ, ૧૦ નાગ, ૧૧ કીસ્તુધ્ન મુખ્ય કરણ ૭ છે પણ ચાર કરણો સ્થીર મળીને કુલ ૧૧ કરણ છે.

## ૧૫ ઘરનો અધીપતિ ઉપજાવવા વીષે

ઘરનુ જે ક્ષેત્રફળ ઉપજ્યું હોય તેમાં ઘરની ઉંચાઇનો આંક મેળવીને ૮થી ભાગતા જે શેષ વધે તે ઘરનો અધિપતી જાણવો. ૨, ૪. ૬, ૮, શુભ સમજવા. ૧, ૩: ૫, ૭, વિષમ સમજવા. ૧ વિકૃત; ૨ કર્ણક; ૩ ધુમ્રવ; ૪ વિતસ્વ ૫ બિલાડ ૬ દુન્દભિ, ૭ દાનવ; ૮ કાન્ત. ઉપરના આઠે અધીપતીના નામ જાણવા.

## ૧૬ વર્ગ વેર

ગરૂડ. બીલાડી, સિંહ, શ્વાન, સર્પ ઉંદર; મૃગ, મેષ (ઘેટો) આ આઠે નામાક્ષરના અધિપતિ છે.

અ, ઈ, ઊ, એ, ગરૂડ.
ક, ખ, ગ, ઘ, ઙ મંજાર,
ચ. છ, જ, ઝ, ઞ, સિંહ
ટ, ઠ, ડ, ઢ, ણ, શ્વાન.
ત, થ, દ, ધ, ન, સર્પ.
પ, ફ. બ, ભ, મ, ઉંદર.
ય, ર, લ, વ, શ, મ્રગ.
સ, ષ, હ, ળ, ક્ષ, જ્ઞ, મેષ (ઘેટા)

ઘર તથા ઘરધણીના નામાક્ષર ઉપરથી વર્ગ વેર શોધી કાઢવો.

ગરૂડ અને સર્પને વેર.
બીલાડી અને ઉંદરને વેર.
સિંહ અને મ્રગને વેર.
શ્વાન અને ઘેટાને વેર.

આ પ્રમાણે વર્ગવેર તજવા એ શ્રેષ્ટ છે.

## ૧૭ ઘર તથા પ્રાસાદના ઉંચાઇના પ્રમાણ

૧, ઘર તથા પ્રાસાદના પરથારના મથાળેથી પાટના મથાળા સુધીમાં ભાગ ૯ કરવા. ૧ કુંભી, ૬ થાંભલો, ૦।। ભરણી ૦।। સરૂં, ૧ પાટડો, આ ઘર તથા પ્રાસાદના ઉદયનો એકવાઢીયું કામ કરવાનો નીયમ છે. તેમાં થાંભલાના મથાળે બારણાના ઓતરંગને તળાંચે એક નેવલમાં રાખવો, ઉંચાનીચો રાખવો નહી. ઉંચાઇમાં ધ્વજાય આપવો. થાંભલાના મથાળે. પાટના મથાળે પણ ઉંચાઇમાં ધ્વજાય આપવો.

૨ ઘર તથા પ્રાસાદના ઉદયમાં ૧૯ ભાગ કરવા તેમાં ૨ કુંભી; ૮ થાંભલો; ૧ કાંઠાસરૂ. ૪ ઠેકી ૨ મોટુ ભરણું ૨ પાટ કરવો.

થાંભલાના વાઢે બારણાનો વાઢ રાખવો. આય ઉંચાઇમાં ન મળતો હોય તો આંગળની વધઘટ કરીને આય મેળવવો. અને બારણાંની ઉચાઇના અરધે ભાગે પહોળું કરવું. લંબાઈ તથા પહોળાઇમાં આય મેળવવો. અને પાટના મથાળે પણ ધ્વજાય આપવો.

૧ પ્રથમ ચાર ભૂમિનું ઘર કરવું હોય તો પેલી ભુમીએ વ્રષભાય (૫) આપવો ૨ ભુમીએ સિંહાય (૩) ૩ ભુમીએ ગજાય (૭) ૪ ભુમીએ ધ્વજાય (૧) આપવો.

૨ ત્રણ ભુમીનું ઘર કરવું હોય તો ૧ ભુમીએ ગજાય બીજી ભુમીએ સિંહાય, ત્રીજી ભુમીએ ધ્વજાય આપવો શ્રેષ્ટ છે.

૩ બે ભુમીનું ઘર કરવું હોય તો ૧ પેલી ભુમીએ સિંહાય અને બીજી ભુમીને ધ્વજાય આપવો શ્રેષ્ટ છે.

વ્રષભાય કોઇ પણ આય ઉપર ઉંચાઇમાં આપવો નહીં, જે દીશાનું ઘર તથા પ્રાસાદ હોય તે દીશાના આય દ્વારની ઉંચાઈ તથા મકાનની ઉંચાઇમાં આપવા શ્રેષ્ટ છે. ઘરની ઉંચાઇના પહેલા મઝલાની જે ઉંચાઇ હોય તેના બારમા ભાગે ઉપલા મઝલાની ઉંચાઇ ઓછી કરવી, તેવી રીતે અનુક્રમે બારમેભાગે સાત મઝલા સુધી ઉંચાઈ ઓછી કરતા જવુ. તે શ્રેષ્ટ છે.

# ૧૮ ઘરની ઉત્પત્તી વિષે.

ઘર તથા પ્રાસાદનુ જે નક્ષત્ર ઉપજ્યુ હોય તેને નવગણું કરવું જે આંક આવે તેમાં ૧૧ ઉમેરવા. ને જે સરવાળો આવે તેને પાંચે ભાગતા જે શેષ રહે તે પ્રકારની ઉત્પતી જાણવી. તેનુ ફળની નીચે કોષ્ટકમાં જોઈ લેવું.

| નક્ષત્રના આંક | | | | | | ઉત્તપત્તિ | ફળ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૧ | ૧૬ | ૨૧ | ૨૬ | ૫ | પુત્રપ્રાપ્તિ |
| ૨ | ૭ | ૧૨ | ૧૭ | ૨૨ | ૨૭ | ૪ | ધનપ્રાપ્તિ |
| ૩ | ૮ | ૧૩ | ૧૮ | ૨૩ | ૨૮ | ૩ | સ્ત્રીપ્રાપ્તિ |
| ૪ | ૯ | ૧૪ | ૧૯ | ૨૪ | ૦ | ૨ | સુખ |
| ૫ | ૧૦ | ૧૫ | ૨૦ | ૨૫ | ૦ | ૧ | ધાગુંધન |

## ૧૯ તત્વ વિચાર.

ઘર તથા પ્રાસાદનું જે ક્ષેત્રફળ થયું હોય તેને. ૫ ભાગતા. જે શેષ રહે તે તત્વ જાણવો. તત્વના નામ ૧ પૃથ્વી. ૨ જલ. ૩ અગ્નિ. ૪ વાયુ. ૫ આકાશ. તેના શુભાશુભ ફળ. ૧ પૃથ્વી તેનું ફળ ધન ધાન્યની વૃદ્ધિ થાય, પુર્ણ આયુષ્ય ભોગવી જીર્ણ થયે પડે. ૨ જલતત્વમાં આવેલું મકાન વરસાદ અને વાવાઝોડાથી એનો નાશ થાય. ૩ તે અગ્નિથી નાશ થાય. ૪ વાયુ, તે પવનના સપાટાથી નાશ થાય. ૫ આકાશ તે ઘરનો અકસ્માતથી નાશ થાય, તે ઘરમાં સંતતી અને લક્ષ્મીનો નાશ થાય.

## ૨૦ ઘોડા ગરભ સમજવાની રીત.

ઘરની પહોળાઇમાં ભાગ ૨૪ કરવા ને પેલા બે ૨ ભાગ મુકીને ખુંટી આંકડો તથા ઘોડા મુકવા. પછી ૩ ભાગમાં બારી મુકવી અને બીજા બે ભાગ મુકીને ખુંટી આંકડા તથા ઘોડા મુકવા. એ રીતે બંને બાજુ ખુંટી તથા આંકડા ઘોડા મુકતાં વચમાં ૧૦ ભાગ રહે બાજુના સાત સાત મળી કુલ ભાગ ૨૪ થયા. આ હીસાબ ઘરના અંદરના કોઠેથી ગણવો બીજી રીત ઓરડાની અંદરની પહોળાઇના ગજે ૩ા આંગળ લેખે ઘોડા ગરભ જાણવો કુલ પહોળાઇના હીસાબે જેટલા આંગળ આવ્યા હોય તેની કામ્બડી કરવી તે કામડીના બસરા ઉપર પીઢીયા આવવા ન જોઇએ.

## ૨૧ ઘરમાં દિવો મુકવાની દિશા

ઘરમાં બારણાના પડખે ગોખલો કરવો. અને તે ઘરના જમણા અંગે કરવો અને ઉંચો જુગરીઆ બરોબર દીવો મુકવાનો ગોખલો કરવો, પ્રાસાદમાં ડાબો જમણો બન્ને બાજુ કરવો શ્રેષ્ઠ છે.

## ૨૨ રેખા ગરભની સમજ

ઘરના ઓરડાની અંદરની પછીતથી, આગળ ભડાની અંદરનીં ફરકે ૯ ભાગ કરવા, તે રેખા ઉપર ઓસાર તથા થાંભલો તથા ભારવટ મોભ ઈત્યાદી કાંઈ આવવું જોઇએ નહીં. ઓરડા તથા ઓસરી વીગેરેના ખંડ વરતારો કરવો

હોય તો તે ગાળાની વચે ભડુ કરવું અને ખંડવરતારાના ડાબા જમણું નક્ષત્ર મેળવવું પ્રાસાદમાં પણ રેખાના ભાગ છોડવા ને તે રેખા ઉપર મંડપના થાંભલા તથા ચોકીના થાંભલા મુકવા નહીં ઘર તથા પ્રાસાદમાં રેખા દબાય તો નિષેધ છે, રેખાના નામ.

૧ જસુમતિ, ૨ વસુમતિ, ૩ અહલ્યા, ૪ સિતા, ૫ તારા, ૬ મનોહરી, ૭ પદ્મીની, ૮ હંસીની, ૯ વિરા, એ રેખાના નામ જાણવા.

## ૨૩ ઓસારમાં આય આપવાં વિષે

ઘરની ચારે બાજુ ઓસારમાં આય આપવો, ડાબે જમણે ધ્વજાય આપવો, સનમુખ ગજાય આપવો, પાછળ સિંહાય આપવો તે સુખ અને વૈભવ અપાવનારા છે.

આય નક્ષત્ર અને વય, આ ત્રણ અંગ મળે તો મધ્યમ ફળ થાય. આય, નક્ષત્ર. વય. તારા. અંશક. એ પાંચ અંગ મળે તો ઉત્તમ ફળ થાય. આય, નક્ષત્ર, વય, તારા, અંશક, ચંદ્ર, અને રાશી. આ સાતઅંગ મળે તો સઘળુ કલ્યાણકારી થાય. નાડી, વેધ, અને અધિપતી મલીને નવ અંગ મળે તો સઘળી સમ્પત્તિઓનું ફળ મળે.

## ૨૪ ઘરના પદ ભાગ વિષે

(૧) ઘરની પહોળાઈમાં ૫ ભાગ કરવા, તેમાંથી બને બાજુ ૧॥ દોઢ દોઢ ભાગ મુકવા વચે ૨ ભાગના ગરભે બારણું મુકવું બાજુના પદના ગરભે જાળીયા મુકવા,

(૨) ઘરની પહોળાઈના ૭ ભાગ કરવા. તેમાંથી ૨ બબે ભાગ બાજુએ મુકવા, વચલા ૩ ભાગના ગરભે બારણું મુકવું બાજુના બે ભાગના ગરભે જાળીયુ મુકવી.

(૩) ઘરની પહોળાઈના ૯ ભાગ કરવા તેમાંથી ૨ાા અઢી અઢી ભાગ બન્ને બાજુ મુકવા. વચલા ૪ ભાગમાં દરવાજો મુકવો. બાજુના ભાગમાં બારીયુ મુકવી. ઉપરના પદ પ્રાસાદના મંડપમાં મુકવા શ્રેષ્ટ છે.

## ઘરના બાર અંગનું કોષ્ટક

| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આદ્ય | ચીબલું | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૬૦ | મેષ | ક્ષત્રિ | અશ્વ |
| ૨ | મધ્ય | કાણું | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૫૬૦ | ૧ | ,, | હસ્તિ |
| ૩ | અન્ત્ય | દેખતું | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૧૨૦ | ૧ | ,, | બોકડો |
| ૪ | અન્ત્ય | આંધળું | ૪ | ૪ | ૪ | ૧ | ૪ | ૫૨૦ | ૨ | વૈશ્ય | સર્પ |
| ૫ | મધ્ય | ચીબલું | ૫ | ૫ | ૫ | ૨ | ૫ | ૪૮૦ | ૨ | ,, | સર્પ |
| ૬ | આદ્ય | કાણું | ૧ | ૬ | ૬ | ૩ | ૬ | ૨૮૦ | ૩ | ક્ષુદ્ર | શ્વાન |
| ૭ | આદ્ય | દેખતું | ૨ | ૭ | ૭ | ૧ | ૭ | ૮૦ | ૩ | ,, | માંજાર |
| ૮ | મધ્ય | આંધળું | ૩ | ૮ | ૮ | ૨ | ૧ | ૨૪૦ | ૪ | વિપ્ર | માંજાર |
| ૯ | અન્ત્ય | ચીબડું | ૪ | ૧ | ૯ | ૩ | ૨ | ૪૦૦ | ૪ | ,, | ઉંદર |
| ૧૦ | અન્ત્ય | કાણું | ૫ | ૨ | ૧ | ૧ | ૩ | ૨૦૦ | ૫ | ક્ષત્રિ | ઉંદર |
| ૧૧ | મધ્ય | દેખતું | ૧ | ૩ | ૨ | ૨ | ૪ | ૨૦૦ | ૫ | ,, | ગાય |
| ૧૨ | આદ્ય | આંધળું | ૨ | ૪ | ૩ | ૩ | ૫ | ૪૦૦ | ૫ | ,, | ભેંસ |
| ૧૩ | આદ્ય | ચીબલુ | ૩ | ૫ | ૪ | ૧ | ૬ | ૫૬૦ | ૬ | વૈશ્ય | વાઘ |
| ૧૪ | મધ્ય | કાણું | ૪ | ૬ | ૫ | ૨ | ૭ | ૩૬૦ | ૬ | ,, | ભેંસ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | અન્ત્ય | દેખતુ | ૫ | ૭ | ૬ | ૩ | ૧ | ૧૬૦ | ૭ | ક્ષુદ્ર | વાઘ |
| ૧૬ | અન્ત્ય | આંધળું | ૧ | ૮ | ૭ | ૧ | ૨ | ૩૨૦ | ૭ | ,, | હરણ |
| ૧૭ | મધ્ય | ચીબલુ | ૨ | ૧ | ૮ | ૨ | ૩ | ૧૨૦ | ૮ | વિપ્ર | હરણ |
| ૧૮ | આદ્ય | કાંણું | ૩ | ૨ | ૯ | ૩ | ૪ | ૨૮૦ | ૮ | ,, | હરણ |
| ૧૯ | આદ્ય | દેખતું | ૪ | ૩ | ૧ | ૧ | ૫ | ૮૦ | ૯ | ક્ષત્રિ | શ્વાન |
| ૨૦ | મધ્ય | આંધળુ | ૫ | ૪ | ૨ | ૨ | ૬ | ૪૮૦ | ૯ | ,, | વાંદર |
| ૨૧ | અન્ત્ય | ચીબલુ | ૧ | ૫ | ૩ | ૩ | ૭ | ૪૦૦ | ૯ | ,, | નોળીયો |
| ૨૨ | અન્ત્ય | કાંણું | ૨ | ૬ | ૪ | ૧ | ૧ | ૪૪૦ | ૧૦ | વૈશ્ય | વાનર |
| ૨૩ | મધ્ય | દેખતું | ૩ | ૭ | ૫ | ૨ | ૨ | ૨૪૦ | ૧૦ | ,, | સિંહ |
| ૨૪ | આદ્ય | આંધળું | ૪ | ૮ | ૬ | ૩ | ૩ | ૪૦૦ | ૧૧ | ક્ષુદ્ર | અશ્વ |
| ૨૫ | આદ્ય | ચીબલુ | ૫ | ૧ | ૭ | ૧ | ૪ | ૪૦ | ૧૧ | ,, | સિંહ |
| ૨૬ | મધ્ય | કાંણું | ૧ | ૨ | ૮ | ૨ | ૫ | ૨૦૦ | ૧૨ | વિપ્ર | બોકડો |
| ૨૭ | અન્ત્ય | દેખતું | ૨ | ૩ | ૯ | ૩ | ૬ | ૩૬૦ | ૧૨ | ,, | હસ્તિ |



# શિલ્પ શાસ્ત્રપંચરત્ન ચિંતામણી

# ભાગ—૨

## ૧ માસ ફળ

શ્રાવણ. વૈશાખ. પોષ. ફાગણ. માગશર. આ માસમાં ઘર તથા પ્રાસાદનું ખાત, અને, વાસ્તુ, તથા પ્રતિષ્ટા કરવી શ્રેષ્ટ છે, કારતક. ચૈત્ર. જેઠ, અષાડ, ભાદ્રપદ, આસો, ને માહા. આ માસોમાં. ઘર તથા પ્રાસાદનુ. ખાત અને, વાસ્તુ કરવું નહિં કરે તો હાનિ થાય.

### માસનું કોષ્ઠક.

| નંબર | માસ | સૂર્ય | દેવી | દેવતા | શુભાશુભ ફળ | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ચૈત્ર | વેદ | રમા | વિષ્નુ | શોક | અશુભ |
| ૨ | વૈશાખ | ભાનું | મોહીની | મધુસુદન | ધનપ્રાપ્તી | શુભ |
| ૩ | જેષ્ઠ | ઇંદ્ર | પદ્માક્ષી | ત્રિવીક્રમ | ગ્રહપિડા | અશુભ |
| ૪ | અષાઢ | રવી | કમલા | વામન | પશુનાશ | અશુભ |
| ૫ | શ્રાવણ | | કાન્તામતી | શ્રીધર | ધનવૃદ્ધિ | શુભ |
| ૬ | ભાદરવો | યમ | અપરાજીતા | હૃષીકેશ | મરણ | અશુભ |
| ૭ | આસો | સુવર્ણરેતા | પદ્માવતી | પદ્મનાભ | ક્લેશ | અશુભ |
| ૮ | કારતક | દિવાકર | રાધા | દામોદર | ભૃત્યુનાશ | અશુભ |
| ૯ | માગશર | મિત્ર | વિષલક્ષી | કેશવ | ધનપ્રાપ્તિ | શુભ |
| ૧૦ | પોષ | વિષ્નું | લક્ષ્મી | નારાયણ | સર્વસિદ્ધિ | શુભ |
| ૧૧ | મહા | અરૂણ | રૂક્ષમણી | માધવ | અગ્નિનો ભય | અશુભ |
| ૧૨ | ફાગણ | સૂર્ય | ધાત્રી | ગોવીંદ | ધનપ્રાપ્તિ | શુભ |

## ૨ નક્ષત્ર ફળ.

ચીત્રા, શતભિષા સ્વાતિ. હસ્ત. પુષ્ય. પુનર્વસુ. રોહીણી. રેવતિ. મુળ. શ્રવણ. ત્રણે ઉત્તરા. ધનિષ્ટા, અશ્વનિ, મૃગશીર, અનુરાધા. આ નક્ષત્રમાં ઘરનું તથા પ્રાસાદનું ખાત કરવું શ્રેષ્ટ છે.

## ૩ લગ્ન તથા ગ્રહ વિચાર

ઘરના સ્વામિની જન્મરાશિથી. જો સુર્ય. ચંદ્ર. ગુરૂ. અને શુક્ર નિર્બલ હોય અથવા અસ્ત હોય. અગર નિચ રાશિ ઉપર હોય તો સ્વામિ. સ્ત્રિ. સુખ અને લક્ષ્મીનો નાશ થાય. ઘરધણીનું જન્મ નક્ષત્ર. અને ખાત અગર વાસ્તુ કરવાનું નક્ષત્ર સન્મુખ હોય તો ઘરના સ્વામિનો તે ઘરમાં વાસ ન થાય અને જો વાસ કરે તો ચોરનો ભય થાય. ઘર આરંભ વખતે લગ્નમાં શુક્ર ઉંચનો હોય અથવા કર્કનો ગુરૂ ૪ સ્થાને હોય યા તુલાનો શનિ ૧૧ માં સ્થાને હોય તો ઘણા કાળ સુધી તે ઘર લક્ષ્મી યુકત રહે.

## ૪તિથી. વાર. લગ્ન. પંચક. યોગ ત્યાગ કરવા વિષે

મંગળવાર. રવિવાર રિકતાતિથી. અમાવાસ્યા. અષ્ટમિ ચળલગ્ન. પંચક ધન. અને મિનસંક્રાન્તી ગુરુ. શુક્રનો અસ્ત ગંગતયોગ. દગ્ધતિથી નિર્બલ ચંદ્રમાં વ્યતિપાત અને વૈધૃતિ યોગ હોય. એટલાને ત્યાગિને ૧૨–૮ બારમાં તથા આઠમાં સ્થાને શુભગ્રહ હોય. ૩–૬–૧૧ માં સ્થાને પાપગ્રહ હોય તો ઘરનો આરંભ કરવો શ્રેષ્ટ છે.

દ્વિસ્વભાવ લગ્ન. અને સ્થિર લગ્ન વિષે, શુભગ્રહ પડ્યા હોય અથવા તેવા લગ્ન ઉપર શુભગ્રહની દ્રષ્ટિ હોય અથવા. ૧-૪-૭-૧૦ માં સ્થાનમાં શુભગ્રહ બળવાન હોય, તેવા વખતે ઘરનો આરંભ કરવો. તેમજ પાંચમાં ભુવનમાં તથા બીજા ભુવનમાં અને કેન્દ્રસ્થાનમાં એટલે ૧-૪-૭-૧૦ માં સ્થાનમાં શુભગ્રહ બળવાન હોય તો સારૂ ફળ આપે. માટે તેવા વખતે ઘરનો આરંભ કરવો શ્રેષ્ટ છે. ૩-૬-૧૧ માં ભુવનમાં પાપગ્રહ હોય, તો શુભ છે, પરંતુ. ઘર આરંભના લગ્નથિ ૮માં સ્થાને પાપગ્રહ પડયો હોય તો ઘરના સ્વામિનુ મૃત્યુ કરે, ૭-માં સ્થાને પાપગ્રહ પડયો હોય તો સ્રિનુ મૃત્યુ કરે.

## ૫. નક્ષત્રના શુભાશુભ ફળ

અશ્વનિ નક્ષત્રમાં વર વહુને ઘેર લાવવા તથા નવિ ઇમારતનો પાયો નાખવો શુભ છે. તેમજ અમીર ઉમરાવનિ મુલાકાત માટે. નવા નોકર રાખવા માટે. નવા વસ્ત્ર લેવા તથા પહેરવા માટે વેપાર અર્થે અથવા કોઇપણ ધંધા માટે મુસાફરી કરવામાં શુભ છે.

ભરણી, આ નક્ષત્રમાં કોઇપણ માણસની સાથે ઓળખાણ કરવી ફાયદાકારક છે. અને નવા પોષાકના સબંધમાં તેમજ નવા નોકરના સબંધમાં નુકસાનકારક છે.

કૃતિકા. આ નક્ષત્ર દરેક કામમાં શુભ અને ફાયદા-કારક છે.

રોહિણી. આ નક્ષત્રમાં નવા ઘરમાં પ્રવેશ કરવો. નવા ઘરનું ખાત કરવું. તેમજ વાસ્તુ કરવું શુભ છે. લગ્ન કરવામાં પણ શુભ છે.

મૃગશર આ નક્ષત્રમાં જે કાર્ય આદરે તે નિર્વીઘ્ને સફળ થાય.

આર્દ્રા, પુનર્વસુ. મઘા. પુર્વાફાલ્ગુની. હસ્ત. સ્વાતી. અનુરાધા મુળ ધનિષ્ટા. પુર્વાભાદ્રપદ. રેવતી આ નક્ષત્રોમાં કોઇ પણ નવું કામ કરે તે સિદ્ધ થાય.

પુષ્ય. ઉત્તરા ફાલ્ગુની ચિત્રા. વિશાખા જેષ્ટા ઉત્તરાષાઢા

શ્રવણ. શતભિષા ઉત્તરા ભાદ્રપદ આ નક્ષત્રોમાં દરેક કામ મધ્યમ છે. (પુષ્ય નક્ષત્ર. દરેક કામમાં ઉત્તમ ગણાશે પણ જાતે નપુસક હોવાથી લગ્નમાં અનુકુળ નથી. બીજામાં શુભ છે.)

અશ્લેખા. આ નક્ષત્રમાં પ્રથમ બાળકને નિશાળે બેસારવાનું શુભ છે. અશ્વનિ રોહિણી પુનર્વસુ પુષ્ય ચિત્રા ઉત્તરા ફાલ્ગુની હસ્ત સ્વાંતિ વિશાખા. ઉત્તરાષાઢા. અનુરાધા ઉતરા ભાદ્રપદ રેવતી ધનીષ્ટા આ નક્ષત્રોમાં સોમ. બુધ. ગુરૂ. શુક્ર. આ વારમાંથી ગમે તે વારમાં ઉપર લખ્યા નક્ષત્રો સાથે હોય. તો, શુભલગ્ન, શુભ ચોઘડીયામાં વર વહુની આદરણી કરવી શુભ છે. અશ્વની સ્વાતી. વિશાખા. હસ્ત. ચિત્રા. ધનિષ્ટા, અનુરાધા. રેવતી. આ નક્ષત્રોમાં. રવી. મંગળ. ગુરૂ. એમાનો કોઇપણ વાર હોય. તો સારા ચોઘડીયામાં નવા

વસ્ત્ર પહેરવા સોના રૂપાના દાગીના ધારણ કરવા. દાંતની ચુડી અને શ્રીમંતના મુરતમાં શુભ છે.

—રોહીણી. મઘા. મૃગશર. પુર્વાફાલ્ગુની. હસ્ત. સ્વાંતી. અનુરાધા. મુળ. ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રેવતી, આ નક્ષત્રોમાંથી. ગમે તે નક્ષત્ર હોય, માગશર, માહા; ફાગણ. વૈશાખ. જેઠ, એમાનો ગમે તે મહીનો હોય તો તે દિવસે વિવાહ કરવામાં શુભ છે. પણ ચંદ્રમાં પહોંચતો હોય તો લગ્ન કરવા, ઉત્તમ છે. મૃગશર, પુનર્વસુ. અશ્વની. મઘા. હસ્ત. અભિજીત. પુર્વાષાઢા અનુરાધા. આ નક્ષત્રોમાંથી ગમે તે નક્ષત્રો, ગુરૂ, મંગળ, એમાનો ગમે તે વાર હોય. તેમજ ચોથ. નોમ. ચૌદશ સિવાયની તિથીઓમાં શ્રીમંતના કામમાં શ્રેષ્ટ છે. અશ્વની મૃગશર. પુષ્ય. મઘા. હસ્ત. ચિત્રા સ્વાંતી. મુળ ધનિષ્ટા રેવતી, આ નક્ષત્રોમાં રવી. ગુરૂ. મંગળ એમાનો ગમે તે વાર હોય. તે દીવસે પુનર્લગ્ન કરવું શ્રેષ્ટ છે.

—પુષ્પ. મૃગશર શ્રવણ અશ્લેખા. પુર્વાષાઢા એ નક્ષત્રમાં બ્રહસ્પતીનો ઉદય હોય અને ગુરૂવાર હોય તે દીવસ ઘરનો આરંભ કરે તો પુત્ર પરીવારવાળુ અને રાજસંપત્તિ મળે તેવું થાય.

—વિશાખા અશ્વની ચિત્રા ધનીષ્ટા શતભીષા આર્દ્રા એ નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય અને શુક્રવાર હોય તેવા નક્ષત્રમાં ઘરનો આરંભ કરવાથી ધન ધાન્યની વૃદ્ધી થાય

—હસ્ત પુષ્ય રેવતી. મઘા. પુર્વા-ષાઢા મુળ. એ નક્ષત્રોમાં મંગળનો ઉદય હોય ને મંગળવાર હોય તે દિવસે ઘરના આરંભ કરવાંમાં આવે તો ઘરમાં અગ્નિનો ભય થાય. પુત્રને પિડા થાય.

—રોહીણી. અશ્વની ઉ-તરા ફીલ્ગુની ચિત્રા હસ્ત એ નક્ષત્રમાં બુધનો ઉદય હોય ને બુધવાર હોય તેવા નક્ષત્રમાં ઘરનો આરંભ કરે તો ઘરમાં પુત્ર પરિવારની વૃદ્ધિ થાય. પુર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્ર-પદ, જેષ્ટા, અનુરાધા, રેવતી, સ્વાંતિ; ભરણી, એ નક્ષત્રમાં, શનીનો હોય અથવા હરકોઇ રાશિનો શની બદલાય. અને શનીવાર હોય. તે દીવસે ઘરનો આરંભ કરવામાં આવે તો ઘરમાં ભુતનો વાસ થાય. અને ઘર-ધણીની લક્ષ્મીનો નાશ થાય.

## ૬ ભુમિ પરિક્ષા.

ચંડી. ગણુપતિ, ક્ષેત્રપાલ દિગ્પાલ. વીગેરેનું વીધી. સહીત પુજન કરવું. પ્રથમ શિલ્પીના હાથમાં હથોડો આપવો. જમીન ઉપર ખીલી મુકીને ત્રણ ઘા મારવા જો ખીલી ચોથા ભાગની જમીનમાં ઉતરે તો જમીન શ્રેષ્ટ છે અને ત્રીજા ભાગની ઉતરે તો મધ્યમ છે અને અડધી ઉતરે તો કનીષ્ટ છે. ઘર કે પ્રાસાદનું જે ખુણે ખાત કરવું હોય. ત્યાં અગર મધ્યમાં ગજગજ ખાડો ખોદવો. ખાડો ભરાતા સુધી જળ ભરવુ. જળનો પ્રવાહ પુર્વ, ઉત્તર. ઇશાન. તરફ જાય તો સારૂ ફળ મળે પછી ખાડો

તેજ માટીથી પુરી દેવો. ખાડો પુરાતા માટી વધે તો લાભ થાય. બરોબર થાય તો મધ્યમ ઘટે તો કનીષ્ટ ઘર કરવાને લાયક નથી

## ૭ નાગચક્ર

કન્યા. તુલા, વૃશ્ચીક, ભાદરવો. આસો કારતક એ ત્રણ સંક્રાંન્તીના સુર્યમાં, નાગનુ મુખ પુર્વ દિશામાં રહે છે. પણ ઇશાન ખુણાને લાગુ પડે છે. પુંછડુ નૈરૂત્ય ખુણે પિઠ અગ્નિ ખુણે હોય છે. માટે ત્રણ દિશાઓમાં ઘરનુ ખાત કરવુ નહીં. પણ નાગનિ બેકુક્ષીવચે ખાલી રહેલા ભાગમાં વાયવ્ય ખુણે ખાત કરવાથી શુભ છે. ધન મકર કુંભ માગશર પોષ માહ્રા એ ત્રણ સંક્રાંતીના સુર્યમાં નાગનુમુખ અગ્નિ-ખુણે હોય છે. તે વખતે બે કૃક્ષીવચ્ચે ખાલી રહેલા ભાગમાં ઇશાન ખુણે ખાત કરવું શુભ છે.

મિન મેષ વૃષભ ફાગણ ચૈત્ર વૈશાખ એ ત્રણ સંક્રાં-તીના સુર્યમાં નાગનું મુખ પશ્ચિમ દીશામાં હોય છે માટે અગ્નિ-ખુણે ખાત કરવું શ્રેષ્ટ છે, મિથુન કર્ક સિંહ જેઠ અષાડ શ્રાવણ એ ત્રણ રાશીની સંક્રાતિમાં નાગનુ મુખ ખુણે હોય છે, એ વખતે બે કુક્ષીવચ્ચે ખાલી રહેલા ભાગમાં નૈરૂત્ય ખુણે ખાત કરવું શ્રેષ્ટ છે,

૧ (અગ્નિ ખુણામાં ખાત કરવાનો દોષ નથી, કારણકે અગ્નિ ખુણે નાગ રહેતો નથી) શની અને મંગળવારે કોઇપણ ઇમારતનું ખાત કરવું નહીં. કારણ કે તે બન્ને વાર નાગના શરીરમાં વિંધાએલા છે, ખાત મુરત કરતી

વખતે સુર્યના મહાન નક્ષત્રથી દનીઆ નક્ષત્ર સુધી ગણવું, તેમાં જો ૩–૧૧ મું નક્ષણ આવે તો નાગના પુંછડા વીષે ખીલી ચોંટી છે તે સ્વામીને નાશ કરે, ર જુ નક્ષત્ર આવે તો મુખ વિષે ૪થુ નક્ષત્ર આવે તો ડાબી કુક્ષીએ ખીલી ચોંટી છે, તે પીડાકારી છે ૧૦–૧૨ મુ નક્ષત્ર ગ્રહણ કરવું નહીં. બાકીના બધા શ્રષ્ટ છે.

વૃષભ, મિથુન, કર્ક. એ સંક્રાતિ યજ્ઞનીવેદીના ખાતમાં શુભ કહેલ છેઃ સિંહ. કન્યા. તુલા- એ સંક્રાન્તિ. મંડપને વિષે શુભ છે. મિન, મેષ, વૃશ્ચિક, એ સંક્રાન્તિ પ્રાસાદને વિષે શુભ છે, મકર કુંભ ધન એ ત્રણ સંક્રાંન્તિ વાવ કુવા જલાશય વિષે શુભ છે. એ રીતે ત્રણ ત્રણ રાશિની સંક્રાંન્તિમાં પુર્વ આદિ દિશાએ શરિર કરીને ઇશાન આદિ દીશાએ મુખ કરીને નાગ રહે છે, અને સર્વ દિશાએ ફરે છે.

## ૮ કુવાનું ખાત.

સુર્ય નક્ષત્રથી દનીયાં નક્ષત્ર સુધી ગણવું, પ્રથમ ત્રણ નક્ષત્રો ઉત્તર દિશાના ગણવા તેમા ઉત્તમ પાણી નીકળે બીજા ત્રણ નક્ષત્રો દક્ષીણ દીશાએ મુકે તો તેમાં જળ નીકળે નહીં ત્રીજા ત્રણ નક્ષત્રો પુર્વમાં મુકવા તે શુભ છે. ચોથા ત્રણ નક્ષત્ર પશ્ચિમમાં મુકે તો તેમાં પાણી નીકળે નહીં, પાંચમા ત્રણ નક્ષત્ર નૈરૂત્ય ખુણે મુકે તો તેમાં ઉત્તમ જળ નીકળે, છઠા ત્રણ નક્ષત્ર અગ્નિ ખુણે મુકે તો તેમાં ખારૂજળ નીકળે સાતમાં ત્રણ નક્ષત્રો વાયવ્ય ખુણે મુકે તો તેમાં

રેતીના થર નીકળે આઠમા ત્રણ નક્ષત્રો ઈશાન ખુણે મુકે તો તેમાં ઉત્તમ જળ નીકળે. નવમાં ત્રણ નક્ષત્ર મધ્યમાં મુકે તો તેમાં ખારૂ પાણી નીકળે સોમવારે કુવાના ખાતનું મુરત કરે તો સારૂ પાણી નીકળે મંગળવારે રેતીનો થર આવે બુધવારે સારૂ પાણી નીકળે. ગુરૂવારે મીઠુ પાણી નીકળે શુક્રવારે ખારૂ પાણી નીકળે. શનીવારે પાણી નીકળે નહીં. રવીવારે ઉત્તમ જળ નીકળે; મકર. કુંભ, ધન, એ સંક્રાન્તિમાં તેમજ ઉપર લખેલા વાર નક્ષત્ર સારા ચોઘડીયા તેમજ શુભ લગ્નમાં; કુવાનું ખાત કરવું; ( ઘરમાં કુવો કરવા વિષે,) ઘરના મધ્યભાગમાં કુવો કરે તો ધનની હાની થાય, ઇશાન ખુણે કુવો કરે તો સારૂ જળ મળે. પુર્વ દિશાએ કરે તો ઐશ્વર્યની વૃદ્ધિ થાય. અગ્નિ ખુણે કરે તો પુત્ર નાશ થાય. દક્ષીણ દીશાએ કરે તો સ્ત્રીનો નાશ થાય. નૈરૂત્ય ખુણે કરે તો ઘરધણીનુ મૃત્યુ થાય. પશ્ચિમે કરે તો શુભ છે. વાયવ્ય ખુણે કરે તો શત્રુથી પીડા થાય. ઉત્તર દીશામાં કરે તો શુભ. આ રીતે દરેક દીશાના ફળ સમજવા.

પ્રાસાદ. ઘર. કુવો, વેદી, વીગેરેના ખાત વખતે વાસ્તુ પુજવો. ઘરના માટે ૮૧ પદનો દેવાલય માટે ૬૪ પદનો જીર્ણોદ્ધાર માટે ૪૯ પદનો જલાશય માટે ૧૯૬ પદનો વાસ્તુ પુજવો. ખાત મુરત કરી તે દીવસે પાયો ભરવાનું કામ બંધ રાખવું બીજે દીવસે કામ ચાલુ કરવું શ્રેષ્ટ છે. તેજ દીવસે ચાલુ રાખે તો, ઘરધણીની લક્ષમીનો નાશ થાય. અને શિલ્પીની પણ બુધ્ધીનો નાશ થાય.

# ઘર તથા પ્રાસાદના ખાતનો નમુનો.

| | | | | |
|---|---|---|---|---|
| ઇશાન. | ધન. | પુર્વ. | મીન. | અગ્નિ. |
| મકર. | કુંભ. | | મેષ. | વૃષભ. |
| માગશર. | પોષ. | | ફાગણ. | ચૈત્ર. |
| ઉત્તર | માહા. | | વૈશાખ. | દક્ષિણ |
| | કન્યા. | | મીથુન. | |
| તુલા. | વૃશ્ચિક. | | કર્ક. | સિંહ |
| ભાદરવો. | આસો | | જેઠ. | અષાડ, |
| વાયવ્ય. | કારતક | પશ્ચિમ | શ્રાવણ | નૈરૃત્ય |

# કુવાના ખાતાનો નમુનો.



# વેદીના ખાતનો નમુનો

ઇશાન. પુર્વ અગ્નિ.

ઉત્તર. દક્ષિણ.

| | |
|---|---|
| સિંહ. કન્યા. તુલા. સંક્રાન્તી | વૃષભ. મિથુ-ન. કર્ક. સંક્રાન્તી. |
| કુંભ મીન. મેષ. સંક્રાન્તી. | વૃશ્ચિક. ધન મકર. સંક્રાંન્તી. |

વાયવ્ય. પશ્ચિમ. નૈરૂત્ય

વેદીનું ખાત. આ કોષ્ટક માં લખ્યા પ્રમાણે લખેલી દીશા માં નાગચક્ર તપાસીને ખાત કરવું.

## વૃષભચક્ર

| | | | |
|---|---|---|---|
| અશુભ | ૩ | માથા ઉપર | સ્વામીનું મૃત્યુકરે. |
| અશુભ | ૪ | આગળના પગમાં | ક્લેશ કરાવે. |
| શુભ | ૪ | પાછળના પગમાં | શુભ. |
| અશુભ | ૩ | પુછડામાં | લક્ષ્મીનો નાશ |
| અશુભ | ૪ | ડાબીકુક્ષીએ, | લક્ષ્મીનો નાશ |
| શુભ | ૪ | જમણીકુક્ષીએ, | ધન પ્રાપ્તી |
| શુભ | ૩ | પીઠમાં | લક્ષ્મી પ્રાપ્તી |
| અશુભ | ૨ | નાસીકા. | સ્ત્રીનું મૃત્યુ. |

પ્રથમ સુર્ય નક્ષત્રથી દનીઆ નક્ષ સુધી ગણવું અને પેલા ત્રણ વૃષભ ના મસ્તક ઉપર બીજા ચાર આગળના પગમાં તેવી રીતે સત્તાવીસે નક્ષત્ર વૃષભના અંગમાં ગોઠવાએલા છે.

આ વૃષભ ચક્ર. લગ્ન. યજ્ઞોપવિત. યજ્ઞ. વિગેરેના મંડપમાં લેવું પ્રાસાદ. ઘર જલાશય. મઠ વીગેરેના ખાતમાં લેવું નહી.

## ૯ પૃથ્વી રજસ્વલા વિષે.

રવી મંગળ ને પાંચમ બુધ શુક્ર ને આઠમ તેમજ છઠ ને રવીવાર સાતમને મંગળવાર બીજને શુક્રવાર આઠમને શનીવાર હોય તો પૃથ્વી રજસ્વલા જાણવી, જ્યારે (આર્દ્રા નક્ષત્રનો સુર્ય થાય ત્યારે ત્રણ દીવસ પૃથ્વી રજસ્વલા હોય છે.) (મુહુર્તદિપકમાંથી) પૃથ્વી દરમાસે રજસ્વલા થાય છે. પણ જ્યારે આર્દ્રા નક્ષત્રનો સુર્ય બદલાય છે ત્યારે પ્રસુતિનો સમય ગણાય છે. કારણ કે તે પછી દરેક જાતની વનસ પતી ઉત્પન્ન થાય છે. માટે તે રજસ્વલા ગણાય નહીં અને આર્દ્રા નક્ષત્રના જેટલા દીવસ હોય. તેટલા દીવસ શુભ કામમાં લેવા નહી.

## ૧૦ પૃથ્વી ઉંઘતી. જાગતી. બેઠી. ઉભી. જોવા વિષે.

શુદ કે વદ ગમે તે હોય પણ એકમથી તીથી ગણવી રવીવારથી વાર ગણવા. અશ્વીનીથી નક્ષત્ર ગણવા એ ત્રણેનો સરવાળો કરવો. તેને ચારે ભાગવા. જે શેષ વધે તે ફળ જાણવું. એક વધે તો ઉભી. તેમાં લડાઇ. વાદવીવાદ કરનાર જીતે. બે વધે તો બેઠી. ઘર તથા પ્રાસાદનું ખાત કરવું શ્રેષ્ટ છે. ત્રણ વધે તો સુતી. એમાં જલાશયનું ખાત કરવું શ્રેષ્ટ છે, ચાર વધે તો પૃથ્વી જાગતી તેમાં શુભ કામ કરવુ નહીં જો ઘરનું ખાત કરે તો પુત્રપરીવારનો નાશ થાય જલાશયનું ખાત કરે તો પાણી આવે નહીં. સંક્રાન્તી જે દિવસે બદલાય ત્યારથી દીવસ ગણવા. ૧ ૫ ૭ ૯. ૧૦ ૨૧ ૨૪. આટલા દીવસ પૃથ્વી ઉંઘતી હોય છે. માટે તેટલા દીવસ તજવા.

# ૧૧ વારના શુભાશુભ ફળ.

રવીવારે રાજ્યાભીષેક કરવો. ગીત વાજીંત્ર વગડાવવા પાલખીમાં બેસવું, રાજ્યમાં નોકરી કરવી. ગાય બળદ પશુઓ લેવા તથા વેચવા યજ્ઞ કરવો અને કરાવવો વેદમંત્ર શીખવા મેલી વીદ્યા શીખવી વૈદ્યનુ કામ કરવું દવાઓ આપવી યા લેવી હથીયાર લેવા અને આપવા સોનું લેવું અને વેચવું વેપાર કરવો શુભ છે.

સોમવારે હીરા માણેક. મોતી, શંખ, સોનું, ચાંદી, પશુઓ, લવા અને વેચવા યજ્ઞ કરવો નવા વસ્ત્રો લેવા શુભ છે. મંગળવારે લડાઇ કરવી ખાણ ખોદવી ધાતુઓ વેચવી યા લેવી શુભ છે.

બુધવારે દાન કરવું- કથા કરવી. શિલ્પ કામ શીખવું. નોકરીમાં રહેવું. ચીત્રો કાઢવા. અને ધાતુ ક્રિયા કરવી. વાદવીવાદ કરવો શુભ છે.

ગુરૂવારે યજ્ઞ કરવો. વીદ્યાભ્યાસ કરવો. નવ ગ્રહની પુજા કરવી. સૌમ્યકારક કર્મ કરવું. યાત્રા કરવી. નવા વસ્ત્રો લેવા ઘર તથા પ્રાસાદનું ખાત કરવું. શુભ છે.

શુક્રવારે પશુઓ લેવા. વપાર કરવો. વીદ્યાભ્યાસ કરવો. દાગીના લેવા પૈસા રાખવા શ્રેષ્ટ છે.

શનીવારે લોઢું, સીસું, કલઈ, લેવી તથા વેચવી. હથીઆર બનાવવા. દવાઓ બનાવવી. ગ્રહ પ્રવેશ કરવો. પરદેશ જવું. શુભ છે.

# વારના શુભાશુભ ફળ જોવાનું કોષ્ટક.

| નંબર | વારના નામ | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | વારના સ્વામી | શીવ | પાર્વતી | સ્કંધ | વિષ્ણું | બ્રહ્મા | ઇંદ્ર | કાળ |
| ૨ | દેવતા | અગ્નિ | જળ | પૃથ્વી | હરી | ઇંદ્ર | ઇન્દ્રાણી | બ્રહ્મા |
| ૩ | વીચારવા યોગ સમય | ૮ પ્રહર | ૨–૪ પ્ર. ઘ. | ૮ પ્ર. | ૮ પ્ર. | ૮ પ્ર. | ૮ પ્ર. | ૮ પ્ર. |
| ૪ | દોષાદોષ | રતીદોષ | દીનદોષ | દીનદોષ | દીનદોષ | રતીદોષ | રતીદોષ | દીનદોષ |
| ૫ | ફળ | કાર્યસીધ્ધી | કાર્યસીધ્ધી | શુભ | શુભ | સીધ્ધી | શુભ | અશુભ |
| ૬ | તેલ નાખવા વીશે | જ્વર થાય | કાન્તીપદ | મૃત્યુ | લક્ષ્મી | પીતૃનાશ | દુઃખ | સમ્પતી |
| ૭ | વસ્ત્રો પહેરા વિષે | અશુભ | શુભ | શોક | શુભ | શુભ | શુભ | અશુભ |
| ૮ | ચૌલકર્મ | અશુભ | શુભ | અશુભ | શુભ | શુભ | શુભ | અશુભ |
| ૯ | વિદ્યા આરંભ | મધ્યમ | જડવત્ | મૃત્યુ | શુભ | શુભ | શુભ | અશુભ |

## (રવી યોગ)

સુર્ય નક્ષત્રથી, દનીઆ નક્ષત્ર સુધી ગણુતા-૪-૬-૯-૧૦-૧૩-૨૦ આટલા નક્ષત્રોમાં રવી યોગ થાય છે. તે શુભ છે. અને ૧-૫-૭-૮-૧૧-૧૫-૧૬-આટલા નક્ષત્રો હોય તો કનીષ્ટ છે, તે તજવા.

## (કુમાર યોગ)

મંગળ, બુધ, સોમ, શુક્ર, આ વારમાંથી કોઈ વાર હોય, અને અશ્વની, રોહીણી, પુનર્વસુ, મઘા, હસ્ત, વિશાખા, મુળ, શ્રવણ, પુર્વાભાદ્રપદ, આમાંથી કોઇ નક્ષત્ર હોય અને ૧-૬-૧૧-૧૦-૫ આમાંથી કોઈ તીથી હોય તો કુમાર નામને સિધ યોગ થાય છે. મીત્રતા, સન્યસ્ત, વૃત્ત, વિદ્યા ગૃહ પ્રવેશમાં શુભ છે, પણ મંગળવારને દસમ અગર પુર્વાભાદ્રપદ નક્ષત્ર, સોમવારને અગીઆરસ અથવા. વિશાખા નક્ષત્ર, બુધવાર ને એકમ અને, મુળ. ને અશ્વની, શુક્રવાર ને દસમ, અને રોહીણી નક્ષત્ર હોય તો કુમાર યોગ થાય પણ શુભ કારક નથી. કારણ કે, તે દીવસે અશુભ યોગ થાય છે તેથી તજવા.

## (રાજ યોગ)

મંગળ બુધ શુક્ર રવી આ વારમાંથી કોઈ વાર હોય અને ભરણી મૃગશીર પુષ્ય પુર્વાફાલ્ગુની ચીત્રા અનુરાધા પુર્વાષાઢા ધનીષ્ટા ઉત્તરાભાદ્રપ્રદ આ નક્ષત્રમાંનું કોઇ એક નક્ષત્ર હોય અને તીથી ૨ ૭ ૧૨ ૩ ૧૫ એમાંથી કોઇ

એક તિથી હોય તો રાજયોગ થાય છે. તે તરૂણ યોગ છે, તે શુભકારક છે.

## (સ્થીર યોગ.)

ગુરૂવાર અને શનીવારે તીથી ૧૩ ૮ ૪ ૯ ૧૪ એમાંથી કોઈ તિથી હોય તથા કૃતિકા આર્દ્રા અશ્લેખા ઉત્તરા ફાલ્ગુની સ્વાતી જેષ્ટા ઉત્તરાષાઢા શતભિષા રેવતી આ નક્ષત્રો માંથી કોઈ નક્ષત્ર હોય તો સ્થીર યોગ થાય છે અને તેમાં સ્થીર કાર્ય અને રોગાદી માટે દવા લેવી શુભ છે.

## (વજ્રપાત યોગ)

બીજને અનુરાધા ત્રીજને ત્રણે ઉત્તરા પાંચમને મઘા છઠ ને રોહીણી સાતમને મુળ અથવા હસ્ત નક્ષત્ર હોય તો વજ્રપાત યોગ થાય છે, તે શુભ કામમાં વર્જીત છે અને તેરસ ને ચીત્રા સ્વાતી સાતમને ભરણી નોમને પુષ્ય દશ-મને અશ્લેખા હોય તો વજ્રપાત યોગ થાય છે આ યોગમાં શુભ કામ કરે તો છ માસમાં મૃત્યુ થાય છે માટે તજવા.

## ( કાલ મુખ યોગ )

ચોથ ને ત્રણે ઉત્તરા પાંચમ ને મઘા. નોમને કૃતીકા. ત્રીજ ને અનુરાધા. આઠમને રોહીણી. તેનું ફળ વજ્રપાત યોગ બરોબર જાણવું.

## ( અબલા યોગ )

કૃતીકાને શનીવાર અને પાંચમ, રોહીણી, ને બુધવાર અને બીજ. મૃગશીર. ને સોમવાર અને અગીઆરશ.

ને આર્દ્રા ને રવીવાર અને બારશ હોય તો અબલા નામનો યોગ થાય છે. તો શુભ કામમાં તજવો.

રવી યોગ રાજ યોગ કુમાર યોગ આ ત્રણે શુભ યોગમાં જે શુભ કાર્ય કરે તે ફાયદાકારક છે.

## જવાલા મુખી નક્ષત્રની સમજ.

તીથી ૧ ને મુલ નક્ષત્ર હોય. ૫. ભરણી. ૮. કૃતિકા ૯. રોહીણી ૧૦ અશ્લેખા. આ પ્રમાણે હોય તો જ્વાલામુખી નક્ષત્ર સમજવા. તેમા બાળકનો જન્મ થાય તો જીવે નહી. ઘરનું ખાત કરતા ઘરધણીનુ મૃત્યુ થાય. કુવાનું ખાત કરે તો પાણી નીકળે નહીં માણસ માંદો પડે તો સાજો થાય નહીં. દેવ પ્રતીષ્ઠા કરે તો કરાવનાર ધણીનો નાશ થાય. વિવાહ કરે તો કન્યા ત્રીજે અથવા છઠે માસે વિધવા થાય માટે શુભ કામમાં લેવું નહીં.

## (ત્રીકુટી યોગ તથા ગૃહતિથી યોગ)

એકમને રવીવાર આઠમને ગુરૂવાર બારશને જેષ્ટા અને મુળ, તેરસને અનુરાધા, બીજને બુધવાર, ત્રીજને ગુરૂવાર, અગીઆરસને સોમવાર, બારસને શુક્રવાર, બીજને શનીવાર હોય તો કોઇ શુંભ કામ કરવું નહી. વીવાહ કરે તો કન્યા ચોરીમાં વીધવા થાય અથવા વિઘ્ન પડે. બાકીનુ ફળ જવાલામુખી પ્રમાણે જાણવું.

## જામ કંટક યોગ

બીજ ને અનુરાધા ત્રીજ ને ત્રણે ઉત્તરા, પાંચમ ને મઘા. સાતમને હસ્ત અને મુળ. છઠ ને રોહીણી. તેરસને

ચીત્રા સ્વાંતી. આઠમને રોહીણી હોય તો જામ ક્કટ યોગ જાણવો તેનું ફળ જવાળા મુખી પ્રમાણે જાણવું.

## શુભ યોગ વીચાર

બીજને રવીવારના દીવસે વિશાખા અથવા પુનર્વસુ અને સાતમને મંગળવારના દીવસે ઉત્તરા ફાલ્ગુની-કૃતીકા બારશ ને શનીવારે પુર્વાભાદ્ર પદ ને ઉત્તરાષાઢા હોય તો શુભ યોગ જાણવો. તેમાં બાળકનો જન્મ થાય તો તે બાળક રાજા જેવો થાય તે યોગ દરેક કાર્યમાં શુંભ છે.

## દગ્ધા તિથી.

મીન અને ધનરાશીનો ચંદ્ર હોય. અને તે દીવસે બીજ હોય. વૃષભ અને કુંભ રાશીનો ચંદ્ર હોય. તે દીવસે ચોથ હોય મેષ અને કર્ક રાશીનો ચંદ્ર હોય. તે દીવસે છઠ હોય. કન્યા, અને મીથુન રાશીનો ચંદ્ર હોય તે દીવસે, આઠમ હોય. વૃશ્ચીક અને સિંહ, રાશીનો ચંદ્ર હોય. તે દીવસે દશમ હોય. તો દગ્ધાતિથી જાણવી. ઘરનુ ખાત તથા વાસ્તુ કરવું નહીં. તેમજ શુભ કામમાં લેવી નહીં. શુભ કામ કરે તો લક્ષ્મીનો નાશ થાય. વાદવીવાદ કરવો. મંત્રકીય કરવી. દવાઓ બનાવવી, તેમાં દગ્ધાતિથી શુભ છે.

## (ગંગત તિથી ગંગતચંદ્રમાં ગંગત નક્ષત્ર)

પાંચમ, દશમ, પુનમ, એ તિથીની, આગળની એક ઘડી. અને પાછળની એક ઘડી. અશુભ છે, જેષ્ઠા. અશ્લેખા, રેવતી, એ ત્રણ નક્ષત્રોની પાછળની બે ઘડી અશુભ છે. મુળ,

મઘા, અશ્વની, એ ત્રણ નક્ષત્રોની આગળ અને પાછળની બબે ઘડી અશુભ છે મીન, અને વૃશ્ચીક રાશીના ચંદ્રની પાછળની ઘડી એક. ધન. સિંહ, મેષ રાશીના ચંદ્રની આગળની ઘડી એક અશુભ છે. તેને ગંગત ચંદ્ર કહે છે. તે માટે શુભ કામમાં લેવી નહીં. ગંગત તિથી, ગંગત નક્ષત્ર, ગંગત ચંદ્રમાંમાં બાળકનો જન્મ થાય તો બાળક જીવે નહીં, જીવે તો દારિદ્ર રહે,

## (ભદ્ર તિથી)

કૃષ્ણપક્ષમાં ત્રીજ અને દશમ ના દીવસે ત્રીસ ઘડી રાત્રીની ભદ્રા જાણવી સાતમને ચૌદશના દીવસે ત્રીસ ઘડી દીવસની ભદ્રા જાણવી, શુકલ પક્ષમાં ચોથ અને અગીઆરશના દીવસે ત્રીસ ઘડી રાત્રીની ભદ્ર જાણવી આઠમને પુનમના દીવસે ત્રીસ ઘડી દીવસની ભદ્ર જાણવી મેષ મકર વૃષભ અને કર્ક, એ રાશીના ચંદ્રમાં હોય તે દીવસે ભદ્રા સ્વર્ગમાં હોય છે, કન્યા મીથુન તુલા અને ધન એ રાશીના ચંદ્રમાં હોય ત્યારે ભદ્રા પાતાલમાં હોય છે. કુંભ મિન વૃશ્ચિક અને સિંહ એ રાશીમાં ચંદ્રમાં હોય ત્યારે ભદ્રા મૃત્યુ લોકમાં હોય છે.

સ્વર્ગમાં ભદ્રા હોય તે શુભ કામમાં શુભ છે. પાતાલમાં હોય તો દ્રવ્યલાભ મૃત્યુ લોકમાં હોય તો ધનની હાની કૃષ્ણ પક્ષની સાતમ ચૌદસ ત્રીજ અને દશમની આગલી પાંચ ઘડી વર્જીત કરી બાકીની ભદ્રામાં દોષ નથી શુકલ પક્ષની ચોથ અગીઆરશ આઠમ અને પુનમની પાછળની પાંચ

ઘડી વર્જીત કરી બાકીની ભદ્રામા દોષ નથી ભદ્રાના નામ ૧ કરાલી ૨ નંદિની ૩ રૌદ્રી ૪ દુર્મુખી ૫, સુમુખી ૬ મીશ્રાં. ૭ વૈષ્નવી. ૮ હંસા. તેના નામ પ્રમાણે ગુણ છે લડાઈ કરવી કજીઆ પતાવવા મંત્ર જંત્ર કરવા. વનસ્પતી ગોતવી વૈદ્યનો ધંધો કરવો તે દરેક કામ ભદ્રામાં કરવા શુભ છે.

## (પંચક વિષે વીચાર)

ચૈત્ર માસથી માસ ગણવા સુર્ય. સંક્રાન્તીને બેઠા જેટલા દીવસ થયા હોય તે લેવા, એકમથી તીથી ગણવી. તેનો સરવાળો કરવો તેને નવે ભાગતા જો એકથી પાંચ વધે તો પંચક જાણવું. પંચક એટલે દિનશુદ્ધી, સુર્ય સંક્રાન્તીથી દીવસ ગણતા ૧–૧૦–૧૯–૨૭ આટલા દીવ-સોમાં મૃત્યુ પંચક જાણવું તેમાં વીવાહ કરવો નહી ૨–૧૧ ૨૦–૨૮ આટલા દીવસોમાં અગ્નિ પંચક જાણવું તેમાં વાસ્તુ કરવું નહીં ૪–૧૩–૨૨ આ દીવસોમાં રાજપંચક જાણવું તેમાં નોકરી કરવી નહીં ૬–૧૫–૨૪ આ દીવસોમાં ચોર પંચક જાણવું તેમાં મુસાફરી કરવી નહીં ૮–૧૭–૨૬ આ દીવસોમાં રોગ પંચક જાણવુ તેમાં દવા લેવી નહીં.



# શિલ્પ શાસ્ત્રપંચરત્ન ચિંતામણી

# ભાગ—૩

## ( ભુમી શોધન )

ઘરનું ખાત કર્યા પછી. પાયો ખોદાયા બાદ વચલી જમીનમાં શલ્ય. (હાડકાં) નો વ્હેમ રહેતો હોય તો. ભુમી સોધન કરવું. ભુમી શોધન કરતી વખતે ચંડી. ગણપતી. અને વાસ્તુ સો પદનો વીધીસહીત પુજવો. ભુમી શોધન શુભ દીવસ અને શુભ વારમાં કરવું. ઘર તથા પ્રાસાદની, અંદરની જમીનના નવ ભાગ કરવા. અને નીચે કોષ્ટકમાં લખ્યા મુજબ અક્ષરો લખવા. પછી કુંવારી કન્યા પાસે ચાર પ્રશ્ન પુછવા. પ્રથમ દેવનું નામ, બીજું દેશનુ નામ. ત્રીજું ઝાડનું નામ. ચોથું ફળનુ નામ પુછવું, તેનો પેલો અક્ષર નીચે લખેલ કોષ્ટકમાં જે ખાનામાં હોય તેમાં શલ્ય છે. એમ સમજવું. બ—બા નામે અક્ષર આવે તો પુર્વ દીશામાં ગજ ઉંડો ખાડો ખોદવો. તેમાંથી બ્રાહ્મણના અસ્થી નીકળે ન કાઢે તો સંતાનનો નાશ થાય. ક, કા, નામેઅક્ષર આવે તો અગ્નિખુણે બે ગજ ઉંડો ખાડો ખોદવો તેમાંથી ઘોડાના અસ્થી નીકળે. ન કાઢે તો ચોરનો ભય થાય. ચ. ચા નામે આવે તો દક્ષીણ દીશામાં ગજ ૧ ઉડો ખાડો ખોદવો તેમાંથી ગાયના અસ્થી નીકળે ના કાઢે તો રાજાનો ભય થાય. ત. તા. નામે અક્ષર આવે તો નૈરૂત્ય ખુણે બે ગજ ઉંડો ખાડો ખોદવો. તેમાંથી શ્વાનના અસ્થી નીકળે ન કાઢે તો રાજનો ભય થાય. અ. એ. નામે અક્ષર આવે તો પશ્ચિમ દીશામાં

બે ગજ ઉંડો ખાડો ખોદવો તેમાંથી ક્ષુદ્રના અસ્થી નીકળે ન કાઢે તો રોગથી પીડાય. હ. હા. નામે અક્ષર આવે તો વાયવ્યખુણે બે ગજ ઉંડો ખાડો ખોદવો. તેમાં કોઇ પણ જાતના અસ્થી નીકળે ન કાઢે તો પરીતાપ થાય. સ. સા. નામે અક્ષર આવે તો ઉત્તર દીશામાં બે ગજ ઉંડો ખાડો ખોદવો તેમાં બકરીના અસ્થી નીકળે, ન કાઢે તો અશુભ છે. પ. પા. નામે અક્ષર આવે તો ઇશાન ખુણામાં બે ગજ ઉંડો ખાડો ખોદવો. તેમાં સર્પના અસ્થી નીકળે ન કાઢે તો મહા કષ્ટ કરે, ય. યે. નામે અક્ષર આવે તો ઘરમધ્યે ત્રણ ગજ ઉંડો ખાડો ખોદવો તેમાં નોળીયો, સર્પ, ઘોડા તથા માણસના ચર્મ સહીત કલેવર નીકળે. ન કાઢે તો મૃત્યુ કરે અને લક્ષ્મીનો નાશ થાય. યજ્ઞ કરવાની જગ્યાએ ઘર તથા પ્રાસાદની જગ્યાએ ભુમી શોધન કરવું.

## ભુમી શોધનનો કોઠો.

| ઇશાન | પુર્વ | અગ્નિ |
|---|---|---|
| પ. | અ. | ક. |

| ઉત્તર | | | | દક્ષીણ |
|---|---|---|---|---|
| | પ. | અ. | ક. | |
| | સ. | ય. | ચ. | |
| | હ. | અ. | ત. | |

વાયવ્ય — પશ્ચિમ — નૈરૂત્ય

## (કુર્મ શિલા મુહુર્ત)

ખાત મુહુર્તની સાથે તાંબાના કલશ સાથે ઈંટ મુક-વાનું જે મુહુર્ત કરે છે. તે લોક રીવાજ છે. શાસ્ત્ર પ્રમાણુ નથી માટે શીલા સ્થાપન એટલે પ્રથમ ઇટ મુકવાનું ને પ્રાસાદ માટે કુર્મ શીલા સ્થાપનનું મુહુર્ત તાંબાનાં કલ-શમાં પંચરત્ન સોના ચાંદીનો કાચબો કરાવીને મુકવો. અને પ્રથમ ઈંટ ચોડવી પ્રાસાદ માટે કુર્મશિલા મુકવી રોહીણી મૃગશર શ્રાવણ હસ્ત પુષ્ય રેવતી સ્વાંતી ત્રણે ઉત્તરા એ શુભ સમજવા સુર્ય નક્ષત્રથી દનિયા નક્ષત્ર સુધી ગણુતા પ્રથમ ત્રણ નક્ષત્ર અશુભ ચારથી તેવીસ સુધી શુભ તેમાં કુર્મ અથવા ઇટ સ્થાપન કરવાનું મુહુર્ત કરવું ૨૪ થી ૨૭ અશુભ સમજવા તેમાં મુહુર્ત કરે તો લક્ષ્મી અને સ્ત્રીનો નાશ થાય, પ્રથમના ત્રણ નક્ષત્રમાં મુહુર્ત કરે તો ધણીનું મૃત્યુ થાય,

શીલા સ્થાપન કરતી વખતે વાસ્તુ પુજવો. પ્રાસાદ તથા ઘરના ખાતની જે તીથી હોય તેને પાંચે ગુણવી અને કૃતીકાથી, દનિયા નક્ષત્ર સુધી ગણવું જેટલામું નક્ષત્ર આવ્યું હોય તેને ઉપલા અંકમાં મેળવવું અને તેમાં ૧૨, બાર ઉમેરવા તેનો જે સરવાળો આવે તેને ૯ નવે ભાગવા. ૧, ૪, ૭, શેષ વધે નો કૂર્મ જલ મધ્યે જાણવો. તે શુભ છે. ૨, ૫. ૮, વધે તો કુર્મ પૃથ્વી ઉપર છે તે અશુભ છે. ૩, ૬, ૯, વધે તો કુર્મ આકાશમાં છે તેનું ફળ મૃત્યું એટલે અશુભ છે. માટે દરેક મુહુર્ત સારા મેળવી શીલા-સ્થામન કરવું.

# કુર્મ શિલાનો નમુનો

ઇશાન પુર્વ અગ્નિ

| | | | | |
|---|---|---|---|---|
| ત્રિશુળ | | વજ | | તલવાર |
| | નાગ | કુંભ | લહેર | |
| ગદા | શંખ | કાચબો | માછલી | દંડ |
| | ગ્રાસ | મધર | દેડકો | |
| અંકુશ | | નાગપાશ | | ખડગ |

ઉત્તર દક્ષિણ

વાયવ્ય પશ્ચિમ નૈરૂત્ય

## ( મધ્યનિ શીલાનું પ્રમાણ )

મધ્યની શીલા સમચોરસ રાખવી. પ્રાસાદ ગજ ૧ કુર્મશિલા આંગળ ૪ પછી અનુક્રમે ગજે ૧૦ સુધી ગજે ૨ આંગળ વૃદ્ધી કરવી. પછી ૨૦ ગજ સુધી ગજે ૧ આંગળ વૃદ્ધી કરવી. ૫૦ ગજ સુધી ગજે ૦॥ આંગળ વૃદ્ધી કરવો. મધ્યની શીલાને રેશ્મી પીળુવસ્ત્ર ઓઢાડી પુજા કરવી. રૂપાનો કળશ અથવા તાંબાનો દહી, દુધ, પુલ, ધરો, પંચરત્ન મુકેલો તેની પુજા કરી સ્થાપવો. તેના ઉપર કુર્મશિલા સ્થાપવી તેના ઉપરથી નાભી પબાસણ સુધી લઈ જાવી,

## ( બાજુની શિલાઓનું પ્રમાણ )

પ્રાસાદગજ ૧ શિલા આંગળ ૭ પછી ગજ પાંચ સુધી ગજે ૨ આંગળની વૃદ્ધી કરવી. પછી ગજ ૧૦ સુધી ગજે ૧ આંગળની વૃદિધ કરવી. પછી ગજ ૫૦ સુધી ગજે ૦॥ આંગળની વૃદ્ધી કરવી. જે લંબાઈ આવી હોય તેની અડધી પોળી કરવી પોળીની અડધી જાડી કરવી. પુર્વ દિશાની શિલા ઉપર પીળુ વસ્ર ઓઢાડવું અગ્નિ ખુણાની શિલા ઉપર રાતા રંગનુ વસ્ર, દક્ષિણ દિશાની શિલા ઉપર કાળુ વસ્ર નૈરૂત્ય ખુણાની સીલા ઉપર વાદળી રંગનું વસ્ર પશ્ચિમ દિશાની શીલા ઉપર ગુલાબી વસ્ત્ર, વાયવ્ય ખુણાની શીલા ઉપર સફેદ વસ્ત્ર. ઉત્તર દિશાની શીલા ઉપર લિલુ વસ્ત્ર. ઇશાન ખુણાની શીલા ઉપર સફેદ વસ્ત્ર. મધ્યની શીલા પ્રથમ સ્થાપન કરવી પછી અનુક્રમે પુર્વ દિશાથી ઇશાન ખુણા સુધી પ્રદીક્ષણ!રૂપે સ્થાપન કરવી.

## ( બારણાનુ મુહુર્ત )

ધન. મકર. કુંભ. રાશીની સંક્રાન્તીમાં દક્ષીણ દીશામાં દ્વાર મુકવું નહીં કન્યા તુલા વૃશ્ચિક સારીની સંક્રાન્તીમાં પુર્વ દીશામાં દ્વાર મુકવું નહીં. મીન. મેષ. વૃષભ. રાશીની સંક્રાન્તીમાં પશ્ચિમ દીશામાં દ્વાર મુકવું નહી. મીથુન. કર્ક સિંહ. રાશીની સંક્રાન્તીમાં ઉ-તર દીશાનું દ્વાર મુકવું નહીં. સિંહ. કુંભ. વૃશ્ચિક. વૃષભ. એ ચારે રાશીની સંક્રાન્તીમાં ચારે દીશામા દ્વાર મુકવામાં દોષ નથી.

## ( રાહુની સમજ )

| | | | | |
|---|---|---|---|---|
| ધન. મકર. કુંભ | એ | સંક્રન્તીમાં રાહુનો | વાસ | પુર્વ દીશા |
| મીન. મેષ. વૃષભ. | ,, | ,, | ,, | દક્ષીણ. |
| મીથુન. કર્ક સિંહ. | ,, | ,, | ,, | પશ્ચિમ. |
| કન્યા. તુલા. વૃશ્ચિક. | ,, | ,, | ,, | ઉત્તર. |

જે દિશામાં રાહુનો વાસ હોય તે દિશામાં ઘરનું દ્વાર મુકવું નહિં.

અને જો જરૂર જણાયતો નીચે તાંબાનુ પત્રુ મુકવું અને શુભ દીવસે કાઢી લેવું અને એવી કલ્પના રાખવી કે આજેજ દ્વાર મુકયું છે.

## ( વારના રાહુ જોવા વષે )

રવીવારે નૈરૂત્ય ખુણામાં સોમવારે ઉત્તર દિશામાં મંગળવારે અગ્નિ ખુણામાં બુધવારે પશ્ચિમ દિશામાં ગુરૂવારે ઇશના ખુણામાં શુક્રવારે દક્ષીણ દિશામાં શનીવારે વાયવ્ય ખુણામાં રાહુનો વાસ હોય છે. જે દિશામાં રાહુનો વાસ હોય તે દીવસે તે દીશામાં દ્વાર મુકવું નહીં. તેમજ તે દિવસે પર દેશ જવું નહીં બારણાના મુહુર્તમાં વાસ્તુ પુજવો.

## ( દ્વાર ચક્ર )

| | | | | |
|---|---|---|---|---|
| અસુભ | ૪ | ૧ સુભ ☼ | ૨ | અસુભ |
| સુભ | ૭ | સુભ ૯ | ૩ | સુભ |
| અસુભ | ૮ | ૫ અસુભ | ૬ | અસુભ |

પ્રથમ સુર્ય નક્ષત્રથી દનિયા નક્ષત્ર સુધી ગણવું.

(૧) ૧ થી ૪ નક્ષત્ર નકુચે દેવા શુભ છે.

(૨) ૫ થી ૬ નક્ષત્ર ખુણે અશુભ છે ઘરધણીનું મૃત્યુ કરે.

(૩) ૭ થી ૧૦ નક્ષત્ર સાખે આપવા શુભ છે.

(૪) ૧૧ થી ૧૨ નક્ષત્ર ખુણે આપવા અશુભ છે,

(૫) ૧૩ થી ૧૬ ,, ઉંબરા નીચે દેવા અશુભ.

(૬) ૧૭ થી ૧૮ ,, ખુણે દેવા અશુભ છે.

(૭) ૧૯ થી ૨૨ ,, સાખે દેવા શુભ છે.

(૮) ૨૩ થી ૨૪ ,, ખુણે આપવા અશુભ છે.

(૯) ૨૫ થી ૨૭ ,, બારણાના મધ્યે આપવા શુભ છે. લક્ષ્મી લાભ રાજવૈભવ.

## ( દ્વાર ચડાવવાનું મુહુર્ત )

સુર્યનક્ષત્રથી દનિયા નક્ષત્ર સુધી ગણુતા ૧ થી ૪ ધનલાભ ૫ થી ૬ વિનાશ ૭ થી ૧૦ શુભ ૧૧ થી ૧૨. બંધન કરતા ૧૩ થી ૧૫. મૃત્યુકારક ૧૬ થી ૧૭ ક્ષયકારક ૧૮ થી ૨૧ શુભ. ૨૨ થી ૨૪ રોગકારક. ૨૫ થીં ૨૭ શુભ શુભ તિથી. ૫, ૩, ૭, ૯, ૧૧, ૧૩, એટલી તીથી શુભ છે.

## ( સ્થંભનું મુહુર્ત )

પ્રથમ સુર્ય નક્ષત્રથી દનિયા નક્ષત્ર સુધી ગણાતા પ્રથમનાં ૧ થી ૩ થાંભલાના મથાળે મુકવા. તે અશુભ છે. ૪ થી ૨૨ ઉંચાઇના વચે મુકવા શુભ છે. ૨૩ થી ૨૭, તળમાં મુકવા અશુભ છે. સ્થંભનું મુહુર્ત સવારમાં અને બપોરે કરવું નહીં કરે તો ઘરધણીનો નાશ થાય.

## ( પાટનુ મુહુર્ત )

પ્રથમ સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા, ૧૬ થી ૨૨ સનમુખથી જમણે અંગે આપવા શુભ છે, ૧ થી ૩ પાટના તળે શુભ છે- ૪ થી ૧૦ સનમુખથી ડાબે પડખે અશુભ છે. ૧૧ થી ૧૫ મધ્યે શુભ છે, ૨૩ થી ૨૭ મથાળે શુભ છે, પુર્વાષાઢા, પુષ્ય, પુનર્વસુ, આર્દ્રા; અનુરાધા ચીત્રા, મૃગશીર હસ્ત, રેવતિ, ધનીષ્ટા, અને રવીવાર, ગુરૂવાર શુક્રવારનાં દીવસે શુભ ચંદ્રમાં શુભ તિથીમાં પાટ ચડાવવો.

## ( મોભનું મુહુર્ત )

પ્રથમ સુર્ય નક્ષત્રથી દિનિયા નક્ષત્ર સુધી ગણુતા, પ્રથમ ૧ થી ૩ સનમુખથી હાએ અંગે અશુભ ૨૫ થી ૨૭ જમણા અંગે શુભ ૪ થી ૧૧ મધ્યે શુભ ૧૨ થી ૧૬ મથાળે શુભ ૧૭ થી ૨૪ તળાંએ અશુભ, ઉપર પ્રમાણે નક્ષત્ર મેળવી શુભ તિથી શુભ ચંદ્રમાં જોઇ મોભનું મુહુર્ત કરવું.

## ( કળશ ચક્ર )

સૂર્ય નક્ષત્રથી દિનિયા નક્ષત્ર સુધી ગણુતા ૧ પેલું કળશના મુખમાં તેનું ફળ મૃત્યું, ૨ થી ૫ પુર્વમાં તેનું ફળ રોગ ૬ થી ૯ દક્ષીણમાં તેનું ફળ ધનની હાની, ૧૦ થી ૧૩ પશ્ચિમમાં તેનું ફળ શુભ ૧૪ થી ૧૭ ઉત્તરમાં તેનુ ફળ ઉત્તમ, પછી ૧૮ થી ૨૧ મધ્યમમાં અશુભ. ૨૨ થી ૨૪ કંઠે અશુભ, ૨૫ થી ૨૭ પડઘીમાં શુભ છે. માટે વાસ્તૃ દેવપ્રતિષ્ઠા, આંબળ સારો ચડાવતી વખતે કળશ ચક્ર જોવું, પણ એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે જે નક્ષત્રનાં સૂર્ય કે ચંદ્ર ગ્રહણ થયું હોય તે નક્ષત્ર ૬ માસ સુધી * તજવું ન તજે તો સર્વ સંમ્પત્તિનો નાશ થાય, કુંભ સ્થાપન કરતી વખતે કળશ ચક્ર જોવું.

## ( અગ્નિ ચક્ર)

યજ્ઞ કરતી વખતે ઘરમાં નવાચુલામાં પ્રથમ અગ્નિ પ્રગ ટાવતી વખતે તે દીવસે જે તીથી હોય તેમાં એક ઉમેરવો રવીં વારથીં વાર ગણુવા· તે બધાનો સરવાળો કરવો, તેને ચારે

ભાગવા શેષ ૧ વધે તો અગ્નિ મૃત્યુ લોકમાં છે તે સુભ છે. શેષ ૨ વધે તો અગ્નિ પાતાલમાં છે. તેનુ ફળ કનિષ્ટ છે. શેષ ૩ વધે તો સ્વર્ગમાં છે તેનુ ફળ કલેશ થાય, અને શેષ કાંઇ ન વધે તો, અગ્નિ સ્થીર છે, તો પશુનો નાશ થાય. તેનુ ફળ મધ્યમ સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા ૧ થી ૩ રવીવારના ૪ થી ૬ બુધવારના ૭ થી ૯ શુક્રવારના ૧૦ થી ૧૨. ગુરૂવારના ૧૩ થી ૧૫ સોમવારનાં ૧૬ થી ૧૮ મંગળવારના ૧૯ થી ૨૧ શનીવારના, ૨૨ થી ૨૪ રાહુના, ૨૫ થી ૨૭ કેતુના, બુધવાર શુભ, શુંક્રવાર ધર્મપદ, સોમવાર પુત્રવૃદ્ધી, ગુરૂવાર પરમ કલ્યાણુ, મંગળવાર બંધનકરતા શની, રવી, રાહુ, કેતુ, અશુંભ. આ પ્રમાણે અગ્નિચક્ર જોઇ. હુવન તથા ઘરમાં અગ્નિ પ્રગટાવવો, હુસ્ત, ચિત્રા, વીસાખા, અનુરાધા, આ નક્ષત્ર શુભ છે, ઘરધણી નીરાશીને પ્રતીવાળુ તથા મીત્ર ભાવવાળુ નક્ષત્ર તથા જે વાર સ્વામી અથવા મીત્ર હોય તે લેવો સમભાવ લેવો નહીં બ્રાહ્મણના ઘરે પુર્વ પશ્ચિમ ચુલો કરવો નહીં.

## ( વાસ્તુનું મુહુર્ત )

શ્રાવણુ, વૈશાખ, પોષ, ફાગણુ, માગશર આ મહીનાઓમાં વાસ્તુ, કરવું શુભ છે. ચિત્રા સતભિષા, ત્રણે ઉત્તરા, સ્વાંતિ, હુસ્ત, પુષ્ય. પુનર્વસુ, રોહિણી, રેવતિ, મુળ, શ્રવણુ, ધનીષ્ટા, અશ્વનિ, મૃગશિર, અનુરાધા. આનક્ષત્રો વાસ્તુમાં શુભ છે.

સિંહ. કન્યા. કુંભ. વૃષભ. મિથુન. ના ચંદ્રમાં શુકલ પક્ષમાં વાસ્તુ શાંન્તિ કરવી. શ્રેષ્ટ છે. વજ્રયોગ, વ્યાદઘાતશુલ. વ્યતિપાત. ગંડ, વિષ્કુંભ; પરિઘ, આ યોગો અને દગ્ધાતિથી, દગ્ધા નક્ષત્ર, રવીવાર, મંગળવાર વાસ્તુના કામમાં તજવા.

## ( દેવ પ્રતિષ્ટા મુહુર્ત )

મુળ, પુનર્વસુ, પુષ્ય, શ્રવણ, મ્રગશર, હુસ્ત. આ નક્ષત્રો અને રવીવાર મંગવાર શુક્રવાર શનીવાર. દેવપ્રતિષ્ટામાં શ્રેષ્ટ છે. શ્રવણ નક્ષત્રણાં જૈન પ્રતિમાંની સ્થાપના ઉત્તમ છે. પુષ્ય નક્ષત્રમાં નવગ્રહની સ્થાપના કરવી શ્રેષ્ટ છે. રેવતિ અને શુક્રના ઉદયમાં સર્પ ભુતાદિક. યક્ષની સ્થાપના કરવી ઉત્તમ છે. આર્દ્રા, સતભિષા, અશ્લેખા, વિશાખા, ભરણી, કૃતકા અને ૧૨, ૧૪, ૯, ૪, ૬, ૮, આ તિથીઓ અને ક્ષય તીથી અને ૮ ૧૧ આ તીથીઓ શની અને મંગળવારે હોય તો તજવી.

પ્રતિષ્ટા કરાવનારના જન્મ નક્ષત્રથી ૧૦, ૧૬, ૧૮, ૨૩, ૨૫, એ નક્ષત્રો દેવ પ્રતિષ્ટામાં તજવા.

સતભિષા. પુષ્ય, ધ્રનિષ્ટા, મૃગશીર, ઉંત્તરા ફાલગુની, ઉત્તરા ભાદ્રપદ, ઉત્તરાષાઢા, રોહીણી, ચીત્રા, અનુરાધા રેવતી, આ નક્ષત્રોમાં શુભવાર શુભ ચંદ્રમાં ગુરૂ અને શુક્રના ઉદયમાં દેવપ્રતિષ્ટા અગર ઘરનું વાસ્તુ કરવું શુભ છે.

સિંહ રાશીના લગ્નમાં સુર્યની પ્રતિષ્ય કરવી શ્રેષ્ટ છે.
કુંભ રાશીના લગ્નમાં બ્રહ્મા ,, ,, ,,
કન્યા રાશીના લગ્નમાં વિષ્નુ ,, ,, ,,
મિથુન રાશીના લગ્નમાં મહાદેવ ,, ,, ,,

મિથુન; કન્યા; ધન; મિન. આ ચારે રાશીના લગ્નમાં દેવીઓ અને જૈન પ્રતીમાંઓની પ્રતીષ્ટા કરવી શુભ છે. મેષ; કર્ક; તુલા; મકર; આ ચારે રાશીના લગ્નમાં શુદ્ર અને વ્યંતર આદી દેવીની પ્રતિષ્ટા કરવી શુભ છે.

પ્રતિષ્ટા અગર દરેક શુભ કાર્યમાં ચંદ્રમાં લગ્ન ચોઘડીઆ (હોરા) શુભ જોવા કારણ કે તીથી નક્ષત્ર વીગેરેથી ચંદ્રમાં સોગણો બળવાન છે. ચંદ્રમાંથી લગ્ન હજારગણું બળવાન છે, લગ્નથી ચોઘડીઆ (હોરા) પાંચગણા બળવાન છે. લગ્ન સારૂ હોય તો પણ ગ્રહો ખરાબ હોય તો ઇષ્ટ-સિદ્ધી થતી નથી. લગ્ન ખરાબ હોય પણ ગ્રહો સારા હોય તો શુભકારક છે. ક્રૂર ગ્રહો ઉચ્ચ સ્થાનમાં હોય તો શુભ ફળ આપે અને શુભ ગ્રહો નીચ સ્થાનમાં હોય તો ખરાબ ફળ આપે છે.

## ( લગ્ન કુંડલીઓમાં ભુવનોના નામ )



## રાશી કુંડલી.




## ( ગ્રહોનું શુભાશુભ ફળ )

સુર્ય નબળો હોય તો, ઘર ધણીનો નાશ કરે.

ચંદ્ર નબળો હોય તો, સ્ત્રીનો નાશ કરે.

ગુરૂ નબળો હોય તો સુખનો નાશ કરે.

શુક્ર નબળો હોય તો ધનનો નાશ કરે.

૧, ૪, ૫, ૭, ૯, આ પાંચે સ્થાનમાં સુર્ય રહયો હોય અને ઉપરના પાંચે સ્થાનમાં અને ૧૦ સ્થાનમાં મંગળ અથવા શની હોય તો પ્રાસાદ તથા ઘરનો નાશ થાય છે.

બુધ, ગુરૂ, શુક્ર, આ ત્રણે ગ્રહોમાંથી કોઇ એક પણ બળવાન હોય અને એની સાથે કોઈ ક્રૂર ગ્રહ ન યોય અને કેનદ્ર સ્થાનમાં હોય તો દરેક ખરાબ યોગનો નાશ કરે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કેનદ્ર સ્થાનમાં રહેલો | બુધ | ૮૦ | દોશનો | નાશ | કરે | છે. |
| ,, ,, | ગુરૂ | ૧૦૦ | ,, | ,, | ,, | |
| ,, ,, | શુક્ર | ૧૦૦૦ | ,, | ,, | ,, | |

સુર્યની સાથે બુધ ચાર કેનદ્રસ્થાનોમાંથી કોઇ પણ કેનદ્રસ્થાનમાં હોય તો ૧૦૦ દોશનો નાશ કરે છે.

સુર્યની સાથે શુક્ર સાતમા સ્થાન સીવાય કોઈ પણ કેનદ્ર સ્થાનમાં હોય તો લગ્નના હજાર દોસનો નાશ કરે છે.

સુર્ય રહીત ગુરૂ, ચાર કેનદ્રસ્થાનોમાંથી, કોઈ પણ સ્થાનમાં હોય તો લાખ દોશનો નાશ કરે છે.

## શુભાશુભ ગ્રહ કોષ્ટક

| ગ્રહ | ઉત્તમ | મધ્યમ | કનિષ્ટ | અધમ |
|---|---|---|---|---|
| રવી | ૩—૬—૧૧ | ૧૦ | ૫ | ૧-૨-૪-૬-૮-૯-૧૨ |
| સોમ | ૨—૩—૧૧ | ૧-૪-૬-૭-૯-૧૦ | ૫ | ૮-૧૨ |
| મંગળ | ૩—૬—૧૧ | ૦ | ૫ | ૧-૨-૪-૭-૮-૯-૧૦-૧૨ |
| બુધ | ૧-૨-૩-૪-૫-૧૦-૧૧ | ૬-૭-૯ | ૦ | ૮-૧૨ |
| ગુરૂ | ૧-૨-૪-૫-૯-૭-૧૦-૧૧ | ૬ | ૩ | ૮-૧૨ |
| શુક્ર | ૧-૪-૫-૯-૧૦-૧૧ | ૨-૩ | ૬-૭-૧૨ | ૮ |
| શની | ૩-૬-૧૧ | ૦ | ૫-૧૦ | ૧-૨-૪-૭-૮-૯-૧૨ |
| રા. કે. | ૩-૬-૧૧ | ૨-૪-૫-૮-૯-૧૦-૧૨ | ૦ | ૧-૭ |

## (પાલખી બનાવાનું મુહુર્ત)

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણવું. પ્રથમ ૧ થી ૫ આરોગ્ય આપે ૬ થી ૨૦ કનીષ્ટ ૨૧ થી ૨૭ તેનું ફળ શુભ.

## (પારણાનું મુહુર્ત)

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા, પ્રથમ ૧ થી ૫ આરોગ્ય આપે; ૬ થી ૨૦ અશુભ છે; ૨૧ થી ૨૭ શુભ છે. પ્રથમ પારણું બાંધતી વખતે ઘાતચક્રે જોઇ બાંધવું.

## (ઢોલીયાનું મુહુર્ત)

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા ૧ થી ૧૬ ચાર પાએ શુભ ૧૭ થી ૨૦ ઇહુ ઉપળે, અશુભ ૨૧ થી ૨૭ મધ્યે શુભ.

એવી રીતે પલંગ ખાટલો શુભ નક્ષત્રમાં બનાવવો.

## (રથ અને ગાડી બનાવાનુ મુહુર્ત)

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણાતા ૧ થી ૯ ધુસળીએ અશુભ; ૧૦ થી ૧૩ જમણે પઇડે શુભ ૧૪ થી ૧૯ ડાબી જમણી ધરીએ અશુભ ૨૦ થી ૨૩ ડાબા પઇડે શુભ ૨૪ થી ૨૭ મધ્યે શુભ.

## (છત્ર બનાવાનું મુહુર્ત)

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા ૧ થી ૧૦ અશુભ; ૧૧ થી ૨૭ શુભ.

આ પ્રમાણે શુભ નક્ષત્ર જોઇ છત્ર બનાવવું અને ધારણ કરવું શુભ છે.

## (ધનુષ બનાવાનું મુહુર્ત)

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા; ૧ થી ૫ કનિષ્ટ; ૬ થી ૧૦ શુભ; ૧૧ થી ૧૫ જય, ૧૬ થી ૨૦ બળવાન ૨૧ થી ૨૨ કનિષ્ઠ; ૨૩ થી ૨૭ શુભ છે. ઉપર પ્રમાણે શુભ નસ્રત્ર જોઇ ધનુષ બનાવવું અને ધારણ કરવું.

## ( વ્હાણ બનાવાનું મુહુર્ત )

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા. ૧ થી ૩ અશુભ ૪ થી ૯ આરા ઉપર શુભ. ૧૦ થી ૧૩ અશુભ. ૧૪ થી ૧૯ અશુભ ૨૦ થી ૨૨ શુભ. ૨૩ થી ૨૭ અશુભ. તેમજ રેવતી; પુનર્વસુ; અશ્વની; સતભીષા; અનુરાધા; ચિત્રા; મૃગશર; હસ્ત; ધનીષ્ટા. એ નક્ષત્રોમાં અને ગુરૂવાર શુક્રવારે પ્રથમ વ્હાણુ બનાવવા શરૂ કરવું મઘા. ત્રણે ઉ-તરા. હસ્ત. ધનીષ્ટા. અનુરાધા. પુષ્ય. પુર્વાષાઢા. સતભીષા. રોહીણી. આ નક્ષત્રોમાં પ્રથમ વ્હાણુ ચલાવવું શુભ છે.

## ( હળ બનાવાનું મુહુર્ત )

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા પ્રથમ ૧ થી ૩ અશુભ. ૪ થી ૬ શુભ. ૭ થી ૯ અશુભ. ૧૦ થી ૧૪ શુભ. ૧૫ થી ૧૭ અશુભ. ૧૮ થી ૨૨ શુભ. ૨૩ થીં ૨૫ અશુભ. ૨૬–૨૭ શુભ છે. ઉપર પ્રમાણે શુભ નક્ષત્ર જોઇ હળ બનાવવું અને પ્રથમ ચલાવવું સ્વાતી, રોહીણી, મૃગશીર,

ત્રણે ઉ-તરા; પુનર્વસુ; પુષ્ય; અનુરાધા, જેષ્ટા. મુળ, પુર્વાષાઢા. મઘા; રેવતી, શ્રવણ; અને વૃષભ, કન્યા, મીન, મીથુન. એ રાશીના ચંદ્રમાં અને ઉપરના નક્ષત્રો શુભ છે. મંગળ અને શનીવાર તેમજ ૯–૧૨ તીથીનો ત્યાગ કરવો. પછી ખેતીનો આરંભ કરવો.

## ( તોપ બનાવાતું મુહુર્ત )

સુર્ય નક્ષત્રથી દીનીઆ નક્ષત્ર સુધી ગણુતા ૧ થી ૩ અશુભ, ૪ થી ૯ શુભ. ૧૦ થી ૧૨. અશુભ. ૧૩ થી ૧૫ શુભ. ૧૬ થી ૨૪ અશુભ. ૨૫ થી ૨૭ શુભ. નક્ષત્ર જોઇ કામ કરવું.

## ( શીલ્પવિધાનો આરંભ કરવા વિષે )

પુષ્ય. હસ્ત. અશ્વની. વિશાખા. અનુરાધા. રેવતી. ચીત્રા. પુનર્વસુ. સ્વાંતી. મૃગશીર. શ્રવણ. ધનીષ્ટા, સતભીષા. કૃતીકા. આટલા નક્ષત્રો સોમ. બુધ. ગુરૂ. શુક્ર. એ વાર અને ઘાત લગ્ન. ઘાત તિથી. ઘાત પ્રહર. ઘાત વાર. ઘાત ચંદ્રમાં ત્યાગ કરવા. પછી શીલ્પ વીદ્યા આરંભ કરવી. મૃગશિર; વિસાખા; અશ્વની; કૃતીકા; ત્રણેપુર્વા; અશ્લેખા, મઘા; આર્દ્રા; ભરણી; જેષ્ટા; એ નક્ષત્રોમાં દરેક જાતના હથીંઆર બનાવવા. મૃગશીર; હસ્ત; અનુરાધા? ચિત્રા; ત્રણેઉત્તરા; રોહીણી; રેવતી; શ્રવણ; ધનીશ્ટા; સ-તભીષા; પુનર્વસુ; સ્વાંતી; આટલા નક્ષત્રોંમાં પ્રથમ સોનીનું કામ શીખવું શુંભ છે. દરેક કામમાં ઘાતચંદ્ર તિથી વીગેરે ત્યાગ કરવા,

# અભીજીત નક્ષત્ર ઉત્પન કરવા વીશે




## સુર્યોદયથી મધ્યાન સુધીમાં અભીજીત નક્ષત્ર ઉત્પન થાય

પ્રથમ ચોરસ જમીન ઉપર ૧૨" ઇંચનો શંકુ ઉભો કરવો. પછી શંકુના ગરભેથી જે વારે અભીજીત નક્ષત્ર ઉત્પન્ન કરવું હોય તેના જેટલા આંગળ ઉપર બતાવ્યા છે. તેટલા અંગળનું કંપાસ મારવું તેના ઉપર શંકુર્ની અણીની છાંયા આવે ત્યારે અભીજીત નક્ષત્ર જાણવું શનીવારે ૧૧" આંગળે. શુક્રવારે ૧૨" આંગળે. ગુરૂવારે ૧૩" આંગળે બુધવારે ૧૪" આંગળે મંગળવારે ૧૫" આંગળે. સોમવારે ૧૬" આંગળે. રવીવારે ૨૦" આંગળે, અભીજીન નક્ષત્ર સમજવું. અભીજીત નક્ષત્ર એક ઘડીનું ગણાગ છે તે નક્ષત્રમાં બાળકનો જન્મ થાય તો રાજા જેવો થાય. તેમજ ખરાબ યોગ હોય. અને શુભ કામના માટે અભીજીત નક્ષત્ર જોઇ કામ કરવાથી દોષ નડતો નથી.

## ( ઘાત ચક્ર )

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | રાશીના નામ | મેષ | વૃષ | મીથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચીક | ધન | મકર | કુંભ | મીન |
| ૨ | ઘા. મહીના | કારતક | માગસર | અસાડ | પોષ | જેઠ | ભાદરવો | માહા | આસો | શ્રાવણ | વૈશાખ | ચૈત્ર | ફાગણ |
| ૩ | ઘા. તીથી | ૧-૬-૧૧ | ૫-૧૦-૧૫ | ૨-૬-૧૨ | ૩-૮-૧૩ | ૫-૧૦-૧૫ | ૪-૯-૧૪ | ૪-૯-૧૪ | ૧-૬-૧૧ | ૩-૮-૧૩ | ૪-૯-૧૪ | ૩-૮-૧૩ | ૫-૧૦-૧૫ |
| ૪ | ઘા. વાર | રવી | શની | સોમ | બુધ | શની | શની | ગુરૂ | સુક્ર | શુક્ર | મંગળ | ગુરૂ | શુક્ર |
| ૫ | ઘા. નક્ષત્ર | મઘા | હસ્ત | સ્વાતી | અનુરાધા | મુળ | શ્રવણ | સતભીષા | રેવતી | ભરણી | રોહીણી | આરદ્રા | અશ્લેખા |
| ૬ | ઘા. યોગ | વીષકુંભ | સુકર્મા | પરીઘ | વ્યાઘાત | ધૃતી | સુલ | સુકર્મા | વ્યતીપાત | વજ્ર | વૈધૃતી | ગંડ | વજ્ર |
| ૭ | ઘા. કરણ | બવ | શકુની | ચતુરપદ | નાગ | બવ | કઉવલ | તૈતીલ | ગીર | તૈતીલ | શકુની | કીસ્તુઘ્ન | ચતુસ્પદ |
| ૮ | ઘા. પ્રહર | ૧ | ૪ | ૩ | ૧ | ૧ | ૧ | ૪ | ૧ | ૧ | ૪ | ૩ | ૪ |
| ૯ | ઘા. લગ્ન | ૧ | ૨ | ૪ | ૭ | ૧૦ | ૧૨ | ૬ | ૮ | ૯ | ૧૧ | ૩ | ૫ |
| ૧૦ | ઘા. ચંદ્ર | ૧ | ૫ | ૯ | ૨ | ૬ | ૧૦ | ૩ | ૭ | ૫ | ૮ | ૧૧ | ૧૨ |
| ૧૧ | ઘા. મંગળ | ૫ | ૯ | ૧ | ૬ | ૧૦ | ૨ | ૯ | ૧૧ | ૮ | ૧૨ | ૩ | ૪ |
| ૧૨ | ઘા. બુધ | ૨ | ૬ | ૧૦ | ૩ | ૭ | ૧૧ | ૪ | ૮ | ૫ | ૯ | ૧૨ | ૨ |
| ૧૩ | ઘા. ગુરૂ | ૬ | ૨ | ૧૧ | ૭ | ૧૧ | ૩ | ૮ | ૧૨ | ૯ | ૧ | ૪ | ૩ |
| ૧૪ | ઘા. શુક્ર | ૭ | ૧૦ | ૩ | ૮ | ૧૨ | ૪ | ૯ | ૧ | ૧૦ | ૭ | ૫ | ૨ |
| ૧૫ | ઘા. શની | ૩ | ૭ | ૧૧ | ૪ | ૮ | ૧૨ | ૫ | ૯ | ૧ | ૧૦ | ૧ | ૬ |
| ૧૬ | ઘા. રાહુ | ૮ | ૧૨ | ૪ | ૯ | ૧ | ૫ | ૧૦ | ૨ | ૨૧ | ૩ | ૬ | ૭ |
| ૧૭ | ઘા. રવી | ૪ | ૮ | ૧૨ | ૫ | ૯ | ૧ | ૬ | ૧૦ | ૭ | ૧૧ | ૨ | ૩ |
| ૧૮ | સ્રીનો ઘા. ચંદ્ર | ૧ | ૮ | ૭ | ૯ | ૬ | ૩ | ૪ | ૨ | ૧૦ | ૧૧ | ૫ | ૧૨ |
| ૧૯ | સ્રીનો વાર | મંગલ | શુક્ર | બુધ | સોમ | રવી | બુધ | સુક્ર | મંગળ | ગુરૂ | શની | શની | ગુરૂ |

**દરેક શુભ કામ ઘાત ચક્ર જોઈ કરવું.**

# શિલ્પશાસ્ત્ર પંચરત્ન ચિંતામણી

# ભાગ—૪

## ( દેવો તથા પ્રાસાદોના નામ )

(૧) રૂષભદેવ. વૃષભ લંછન, ઉત્તરા–ષાઢા. નક્ષત્ર. મનુષ્યગણુ. ધનરાશી. ગૌમુખયક્ષ. ચારહાથ. જમણા બે હાથમાં વરદ, માળા. ડાબા બે હાથમાં બીજોરૂ, અંકુશ. વર્ણ શ્વેત, હાથીનું વાહન. યક્ષાણી ચક્રેશ્વરી. આઠ હાથ. જમણા ચાર હાથમાં વરદ, બાણ. ચક્ર, પાશ, ડાબા ચાર હાથમાં ધનુષ્ય વજ્ર બીજોરૂ, અંકુશ વર્ણસુવર્ણ ગરૂડનું વાહન. કમલભૂષણ પ્રાસાદ તુલ ભાગ ૩૨.

(૨) અજીતનાથ. હસ્તી લંછન રોહીણી નક્ષત્ર. મનુષ્યગણ. વૃષભરાશી, મહાયક્ષ, ચારમુખ. આઠ હાથ. જમણા-ચાર હાથમાં વરદ. મુગદળ. માળ. પાશ, ડાબા ચાર હાથમાં બીજોરૂ, અભય, અંકુશ શકતી. વર્ણ કૃષ્ણ હાથીનું વાહન. યક્ષાણી અજીતબાલા ચાર હાથ. જમણા બે હાથમાં વરદ, પાશ. ડાબા બે હાથમાં બીજોરૂ, અંકુશ વર્ણશ્વેત. બોકડાનું વાહન, કામદાયક પ્રાસાદ, તુલ ભાગ ૧૨.

(૩) સંભવનાથ. ઘોડાનું લંછન મૃગશીર નક્ષત્ર. દેવગણ. મિથુનરાશી. ત્રીમુખયક્ષ. ત્રણમુખ ત્રણ ત્રણનેત્ર. છ હાથ. જમણા ત્રણ હાથમાં નોળીઓ, ગદા, અભય. ડાબા ત્રણ હાથમાં બીજોરૂ, સાપ. માળા કૃષ્ણ વર્ણ. મોરનું વાહન.

દુરીતા યક્ષાણી. ચાર હાથ. જમણા બે હાથમાં વરદ, માળા. ડાબા બે હાથમાં ફળ, અભય; શ્વેત વર્ણ, ઘેટાનું વાહન. સંભવ વલ્લભ પ્રાસાદ તુલ ભાગ ૯.

(૪) અભિનંદન. વાનર લંછન. શ્રવણ નક્ષત્ર, દેવગણ. મકરરાશી. ઇશ્વરયક્ષ, ચાર હાથ. જમણા બે હાથમાં બીજોરૂ, માળા. ડાબા બે હાથમાં નોળીઓ, અંકુશ. કૃષ્ણવર્ણ, હાથીનું વાહન. કાલિકાયક્ષાણી. ચાર હાથ. જમણા બે હાથમાં વરદ, પાશ, ડાબા બે હાથમાં નાગ. અંકુશ. કૃષ્ણવર્ણ કમળનું વાહન અમૃતો ભવ પ્રાસાદ તુલ ભાગ ૯.

(૫) સુમતિનાથ. ક્રૌચ પક્ષીનું લંછન. મઘા નક્ષત્ર રાક્ષસગણ. સિંહરાશી, તુંબરૂયક્ષ. ચાર હાથ જમણા બે હાથમાં, વરદ, શક્તિ ડાબા બે હાથમાં, નાગ પાશ, ગદા, શ્વેતવર્ણ ગરૂડનું વાહન. યક્ષાણી મહાકાળી ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, પાશ, ડાબા બે હાથમાં બીજોરૂ, અંકુશ, સુવર્ણ, કમળનું વાહન ક્ષિતિભૂષણ પ્રાસાદ તુલ ભાગ ૧૬.

(૬) પદ્મપ્રભ, કમળ લંછન, ચીત્રા નક્ષત્ર, રાક્ષસગણ, કન્યારાશી, કુસુમ યક્ષ, ચાર હાથ, જમણા બે હાથમાં ફળ, અભય, ડાબા બે હાથમાં નોળીઓ, માળા, લીલોવર્ણ, હરણનું વાહન, યક્ષાણી અચ્યુતા (શ્યામા) ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, બાણ, ડાબા બે હાથમાં ધનુષ્ય, અભય, કૃષ્ણ વર્ણ પુરૂષનું વાહન પદ્મરાગ પ્રાસાદ તુલ ભાગ ૧૬

(૭) સુપાર્શ્વનાથ સ્વસ્તીક લંછન, વિશાખા નક્ષત્ર, રાક્ષસગણ, તુલારાશી માતંગયક્ષ, ચાર હાથ, જમણા બે હાથમાં બીલીફળ, પાશ ડાબા બે હાથમાં નોળીયો, અંકુશ, લીલોવર્ણ, હાથીનુ વાહન, શાંતા યક્ષાણી ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, માળા, ડાબા બે હાથમાં શુળી, અભય, સુવર્ણવર્ણ, હાથીનું વાહન, સુપાશ્ર્વ વલ્લભપ્રાસાદ તુલભાગ ૧૦.

(૮) ચંદ્રપ્રભ, ચંદ્રલંછન અનુરાધા નક્ષત્ર, દેવગણ, વૃશ્ચિકરાશી, વિજયયક્ષ ત્રણનેત્ર બે હાથ જમણા હાથમાં ચક્ર, ડાબા હાથમાં મગદળ, લીલો વર્ણ હંસનું વાહન, જ્વાલા યક્ષાણી. ચાર હાથ, જમણા બે હાથમાં તરવાર, મગદળ, ડાબા બે હાથમાં ઢાલ ફરસી, પીળોવર્ણ બીરાલનું વાહન, (હંસજેવું) ચંદ્રપ્રભપ્રાસાદ, તુલભાગ ૩૨.

(૯) સુવિધિનાથ. મઘરનું લંછન, મુળનક્ષત્ર. રાક્ષસ-ગણ, ધનરાશી, અજીતયક્ષ, ચાર હાથ, જમણા બે હાથમાં બીજોરૂ, માળા. ડાબા બે હાથમાં નોળીઓ, ભાલુ, શ્વેત-વર્ણ, કાચબાનું વાહન. સુતારા યક્ષાણી, ચાર હાથ, જમણા બે હાથમાં, વરદ, માળા, ડાબા બે હાથમાં કળશ, અંકુશ, શ્વેતવર્ણ, વૃષભનુ વાહન, પુષ્પદંત પ્રાસાદ તુલ ભાગ ૧૬.

(૧૦) શિતલનાથ શ્રી વત્સનું લંછન, પુર્વા–ષાઢા, નક્ષત્ર–મનુષ્યગણ, ધનરાશી, બ્રહ્મયક્ષ, ચારમુખ, ત્રણ ત્રણ નેત્રો, આઠ હાથ, જમણા ચાર હાથમાં બીજોરૂ, મગદળ, પાશ, અભય, ડાબા ચાર હાથમાં નોળીઓ. ગંદા, અંકુશ,

માળા, શ્વેતવર્ણ, કમળનું આસન, અશોકાયક્ષાણી ચાર હાથ, જમણા બે હાથમાં, વરદ, પાસ, ડાબા બે હાથમાં, ફળ, અંકુશ. નીલવર્ણ, કમળનું આસન. શીતલજીન પ્રાસાદ, તુલ ભાગ ૨૪.

(૧૧) શ્રેયાંસનાથ ગેંડાનું લંછન, શ્રવણ નક્ષત્ર, દેવગણ, મકરરાશી; ઇશ્વરયક્ષ, ચાર હાથ. જમણા બે હાથમાં બીજો રૂ, ગદા, ડાબા, બે હાથમાં નોળીયો, માળા. શ્વેતવર્ણ વૃષભનુ' વાહન, માનવી. યક્ષાણી (શ્રી વત્સલા) ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, મગદળ ડાબા બે હાથમાં કળશ, અંકુશ, ગૌરવર્ણ, સિંહનું વાહન, શ્રેયાંસજીન પ્રાસાદ તુલ ભાગ ૨૪—

(૧૨) વાસુપુજ્ય, પાડાનું લંછન. શતભિષા નક્ષત્ર, રાક્ષસગણ, કુંભરાશી. કુમારયક્ષ, ચારહાથ, જમણા બે હાથમાં, બીજોરૂ, બાણ, ડાબા બે હાથમાં, નોળીયો, ધનુષ, શ્વેતવર્ણ, હંસનું વાહન, યક્ષાણીપ્રચંડા, ચારહાથ જમણા બે હાથમાં વરદ, શક્તિ, ડાબા બે હાથમાં, ગદા, પુષ્પ, કૃષ્ણવર્ણ, ઘોડાનું વાહન. વાસુપુજ્ય. પ્રાસાદ, તુલ ભાગ. ૨૨

(૧૩) વિમલનાથ. સુઅરનુ લાંછન. ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર, મનુષ્યગણ, મીનરાશી, ષણ્મુખયક્ષ, છમુખ, બારહાથ, જમણા છ હાથમાં, ફળ, ચક્ર, બાણ, તરવાર, પાશ, માળા, ડાબા છ હાથમાં, નોળીયો ચક્ર, ધનુષ, ઢાલ, અંકુશ, અભય, શ્વેતવર્ણ, મોરનુ વાહન, વિજ્યા યક્ષાણી, ચારહાથ, જમણા બે હાથમાં, બાણ, પાશ. ડાબા બે હાથમાં, ધનુષ, નાગ,

હરીતવર્ણ, (હરતાલ) કમળનું વાહન, વિમલ વલ્લભપ્રાસાદ, તુલ ભાગ ૨૪—

(૧૪) અનંતનાથ, સીંચાણો લંછન, (બાઝ ) સ્વાંતી નક્ષત્ર, દેવગણ, તુલારાશી, પાતાલયક્ષ, ત્રણમુખ, છ હાથ, જમણા ત્રણ હાથમાં, કમલ, તરવાર, પાશ, ડાબા ત્રણ હાથમાં નોળીયો, ઢાલ, માળા, લાલવર્ણ, મઘરનું વાહન, અંકુશા યક્ષાણી, ચારહાથ, જમણા બે હાથમા તરવાર, પાશ, ડાબા બે હાથમાં, ઢાલ, અંકુશ, શ્વેતવર્ણ, કમળનું આસન, અનંતજીનપ્રાસાદ, તુલ ભાગ. ૨૦.

(૧૫) ધર્મનાથ, વજ્ર, લંછન, પુષ્ય નક્ષત્ર, દેવગણ, કર્ક રાશી, કિન્નરયક્ષ, ત્રણ મુખ, છ હાથ, જમણા ત્રણ હાથમાં બીજોરૂ, ગદા, અભય, ડાબા ત્રણ હાથમાં, નોળીયો, કમળ, માળા, લાલવર્ણ, કાચબાનું વાહન, કંદર્પાયક્ષાણી, ચાર હાથ જમણા બે હાથમાં કમળ, અંકુશ, ડાબા બે હાથમાં પદ્મ અભય, શ્વેતવર્ણ, માછલીનું વાહન, ધર્મ વિવર્ધનપ્રાસાદ તુલ ભાગ ૨૮.

(૧૬) શાંતિનાથ, હરણનું લંછન, ભરણીનક્ષત્ર, મનુષ્યગણ, મેષરાશી, ગરૂડયક્ષ, સુઅર મુખવાળો ચાર હાથ, જમણા બે હાથમાં, બીજોરૂ, કમળ. ડાબા બે હાથમાં, નોળીયો, માળા, કૃષ્ણવર્ણ, સૂઅરનુ વાહન, નિર્વાણીયક્ષાણી, ચારહાથ, જમણા બે હાથમાં પુસ્તક, કમળ, ડાબા બેહાથમાં કમંડળ, કમળ, ગાર વર્ણ, કમળનું વાહન, શાંતિજીન પ્રાસાદ, તુલ ભાગ ૧૨.

(૧૭) કુંથુનાથ, બકરાનું લંછન, કૃતિકા નક્ષત્ર, રાક્ષસગણુ, વૃષભરાશી, ગંધર્વ યક્ષ, ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, પાશ, ડાબા બે હાથમાં બીજોરૂ, અંકુશ, કૃષ્ણ વર્ણ, હંસનું વાહન, અચ્યુતા યક્ષાણી, ચાર હાથ, જમણા બે હાથમાં બીજોરૂ, શુળી, ડાબા બે હાથમાં ભાલુ, કમળ, ગૌરવર્ણ, મોરનું વાહન, કુંથુ વલ્લભ પ્રાસાદ તુલભાગ ૮.

(૧૮) અરનાથ, નંદાવર્ત્ત લંછન રેવતી નક્ષત્ર, દેવગણુ; મીનરાશી, યક્ષેન્દ્રયક્ષ, છ મુખ, ત્રણત્રણ આંખો બાર હાથ, જમણા છ હાથમાં બીજેરૂં, બાણુ, ખડગ, મગદળ, પાશ, અભય, ડાબા છ હાથમાં નોળીયો, ધનુષ, ઢાલ, શુલ, અંકુશ, માળા, કૃષ્ણવર્ણ શંખનું વાહન ધારીણી-યક્ષાણી, ચારહાથ, જમણા બે હાથમાં બીજોરૂં કમળ, ડાબા બે હાથમાં પાશ, માળા, કૃષ્ણવર્ણ, કમળનું વાહન, અરીનાશન પ્રાસાદ તુલભાગ ૮.

(૧૯) મલ્લિનાથ, કલશનું લંછન, અશ્વની નક્ષત્ર, દેવગણુ, મેષરાશી, કુબેરયક્ષ, ગરૂડના જેવા ચાર મુખ, આઠ હાથ, જમણા ચાર હાથમાં વરદ, પાશ, શુલ, અભય, ડાબા ચાર હાથમાં બીજોરૂ, શકિત, મગદળ, માળા, વજ્રનોવર્ણ, (ચાંદીનો) પચરંગી હાથીનું વાહન, વૈરાટ્યા યક્ષાણી, ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, માળા. ડાબા બે હાથમાં બીજોરૂ શકિત. કૃષ્ણવર્ણ, કમળનું વાહન મલ્લિવલ્લભ પ્રાસાદ, તુલભાગ ૧૨.

(૨૦) મુનીસુવ્રત, કાચબાનું લંછન શ્રવણનક્ષત્ર દેવ-ગણ, મકરરાશી, વરૂણ યક્ષ, ચાર મુખ ત્રણત્રણ આંખો માથામાં જટાના મુગટવાળો, આઠ હાથ, જમણા ચાર હાથમાં બીજોરૂ ગદા, બાણ, શકિત, ડાબા ચાર હાથમાં નોળીયો કમળ ધનુષ, ફરશી, શ્વેતવર્ણ, વૃષભનું વાહન, નરદત્તા, યક્ષાણી, ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, માળા ડાબા બે હાથમાં બીજોરૂ, શુલ, ગૌરવવર્ણ, ભદ્રાસન (પાટલો) મનસંતુષ્ટ પ્રાસાદ તુલ ભાગ ૧૪.

(૨૧) નમિનાથ, કમળનું લંછન, અશ્વની નક્ષત્ર, દેવગણ, મેષરાશી, ભ્રકુટાયક્ષ, ચારમુખ ત્રણ ત્રણ નેત્રો, આઠ હાથ, જમણા ચાર હાથમાં, બીજોરૂ, શકિત, મગદળ, અભય, ડાબા ચાર હાથમાં, નોળીયો, ફરશી, વજ્ર માળા, સુવર્ણવર્ણ, વૃષભનું વાહન, ગાંધારીયક્ષાણી. ચાર હાથ, જમણા બે હાથમાં વરદ, તરવાર, ડાબા બે હાથમાં, બીજોરૂ, ભાલુ, શ્વેતવર્ણ હંસનું વાહન, નમિવલ્લભ પ્રાસાદ, તુલ ભાગ ૧૬.

(૨૨) નેમનાથ, શંખ લંછન, ચીત્રાનક્ષત્ર, રાક્ષસગણ કન્યારાશી. ગોમેધયક્ષ ત્રણ મુખ, છ હાથ. જમણા ત્રણ હાથમાં. બીજોરૂ, ફરશી. ચક્ર, ડાબા ત્રણ હાથમા નોળીયો શુલ, શકિત, કૃષ્ણવર્ણ, પુરૂષનું વાહન, અંબિકાયક્ષાણી, ચારહાથ, જમણા બે હાથમાં બીજોરૂ. પાશ, ડાબા બે હાથમાં પુત્ર, અંકુશ, સુવર્ણવર્ણ, સિંહનું વાહન, નેમિ વલ્લભ પ્રાસાદ તુલ ભાગ ૨૨.

(૨૩) પાર્શ્વનાથ સાપનું લંછન, વિશાખા નક્ષત્ર, રાક્ષસગણ, તુલારાશી, પાર્શ્વનાથ હસ્તિ મુખ સર્પની ફેણવાળો, ચાર હાથ જમણા બે હાથમાં બીજોરૂ, સાપ, ડાબા બે હાથમાં, નોળીયો, સાપ, કૃષ્ણવર્ણ, કાચબાનું વાહન, પદ્માવતી યક્ષાણી, ચારહાથ, જમણા બે હાથમાં, કમળ, પાશ, ડાબા બે હાથમાં, ફળ, અંકુશ, સુવર્ણવર્ણ. કુકડાના મોઢાવાળા સાપનું વાહન, પાર્શ્વવલ્લભ, પ્રાસાદ, તુલ ભાગ. ૨૮.

(૨૪ મહાવીર સ્વામી, સિંહનુ લંછન, ઉત્તરા, ફાલ્ગુની નક્ષત્ર, મનુષ્યગણ, કન્યારાશી, માતંગયક્ષ, બે હાથવાળો જમણા હાથમાં નોળીયો, ડાબા હાથમાં બીજોરૂ, કૃષ્ણવર્ણ, હાથીનું વાહન, સિદ્ધાયિકાયક્ષાણી, ચારહાથ, જમણા બે હાથમાં પુસ્તક, અભય, ડાબા બે હાથમાં, બીજોરૂ, વિણા, લીલોવર્ણ, સિંહનું વાહન, વિરજીનપ્રાસાદ, તુલ ભાગ ૨૪—

## કેશરાદિ પ્રાસાદોના નામ.

કેશરી, સર્વતોભદ્ર, નંદન, નંદશાલિક, નંદિશ, મંદિર, વૃક્ષ, અમૃતોદ્ભવ, હેમવાન. હેમકુટ. કૈલાશ. પૃથ્વીજય. રૂદ્રનીલ. ભૂધર. રત્નસ્ફટક. વૈડુર્ય. પદ્મરાગ. વજ્રક. મુકુટોજ્વલ. ઐરાવત. રાજહંસ. ગરૂડ. વૃષભધ્વજ. અને મેરૂ. મેરૂપ્રાસાદ એ સર્વનો રાજા છે. એમ આ પચીસ પ્રાસાદો દેવલોકોના સ્થાનકે છે. એ પ્રાસાદો બ્રહ્મા, વિષ્નુ. શિવ. અને સૂર્ય અને દેવદેવીઓ. વિગેરેને દેવોના છે. પ્રાસાદના ભદ્ર આદિ કરવા તેનો વિસ્તાર નીચે કોઠામાં બતાવ્યો છે.

# ભદ્રાદિક કરવાનું કોષ્ટક

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ભદ્ર | નંદિ | પઢરો | નંદિ | પઢગે | ખુણી | રેખા | તુલભાગ |
| ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૨૨ |
| ભદ્ર | નંદિ | નંદિ | પઢરો | ખુણી | રેખા | | તુલભાગ |
| ૨ | ૧ | ૧॥ | ૨ | ૧॥ | ૨ | | ૨૦ |
| ભદ્ર | નંદિ | નંદિ | પઢરો | ખુણી | રેખા | | તુલભાગ |
| ૨ | ૧ | ૧ | ૨ | ૧ | ૨ | | ૧૮ |
| ભદ્ર | નંદિ | પઢરો | ખુણી | રેખા | | | તુલભાગ |
| ૨ | ૧ | ૨ | ૧ | ૨ | | | ૧૬ |
| ભદ્ર | નંદિ | પઢરો | રેખા | | | | તુલભાગ |
| ૨ | ૧ | ૨ | ૨ | | | | ૧૪ |
| ભદ્ર | પઢરો | રેખા | | | | | તુલભાગ |
| ૨ | ૨ | ૨ | | | | | ૧૨ |
| ભદ્ર | પઢરો | રેખા | | | | | તુલભાગ |
| ૧॥ | ૧॥ | ૨ | | | | | ૧૦ |
| ભદ્ર | રેખા | | | | | | તુલભાગ |
| ૨ | ૨ | | | | | | ૮ |

આ સિવાય વૈરાજ્યાદિ, તિલકસાગર, અને મેરવાદિ પ્રાસાદો થઇ શકે છે.

## પ્રાસાદની જગતિનું પ્રમાણ

જગતી (પરથાર) પ્રાસાદથી છગણી જેષ્ટમાન, સાત ગણી મધ્યમાન લાંબી તથા પહોળી કરવી. એક ગજના પ્રાસાદને અડધા ગજની જગતી કરવી. અને ૧ ગજથી ૧૨ ગજ સુધી દર ગજે અડધા ગજ વધારવું ૧૨ ગજથી ૨૨ ગજ સુધી દર ગજે આઠ આઠ આંગળ વધારવું ૨૨ ગજથી ૩૨ ગજ સુધી દર ગજે છ આંગળ વધારવું ૩૨ ગજથી ૫૦ ગજ સુધી દરગજે પાંચ આગળ વધારવું.

## પ્રાસાદની ભીટ (ખડસલ)નુ પ્રમાણ

એક ગજના પ્રાસાદને ચાર આંગળનું ખડસલ કરવું. કરવુ. ૧ ગજથી ૫૦ ગજ સુધી દરગજે અડધો આંગળ વધારવું; ઉંચાઇના ચોથા ભાગે નીકાળો કરવો.

## કણપીઠનું માન

એક ગજના પ્રાસાદને કણુપીઠ ૩, આંગળ ઉચુ કરવુ, બે ગજના પ્રાસાદને કણુપીઠ ૬ આંગળ કરવુ ત્રણ ગજના પ્રાસાદને કણુપીઠ ૮ આંગળ કરવુ, ચાર ગજના પ્રાસાદને કણુપીઠ ૧૧ આંગળ કરવુ, પાંચ ગજના પ્રાસાદને કણુપીઠ ૧૨ આંગળ કરવું પાચ ગજથી વીસ ગજ સુધી બબ્બે આંગળ વધારવું, કણુપીઠનો નિકાળો ઉંચાઇથી અર્ધો કરવો આમાન સાદા કોઠલાને માટે છે. કારણ કે મંડોરાનામાન, પ્રમાણે સાદા કોઠલાને શોભતું નથી. તે પ્રમાણે કોઇ કરતું નથી. જેથી અમોએ શોભતું માન લખ્યું છે.

# થાંભલા તથા કોઠલાની ઉંચાઇનું માન

એક ગજથી ચાર ગજના પ્રાસાદની ઉંચાઇ દેઢી કરવી. ચાર ગજ પછી આઠ ગજ સુધી દરગજે આઠ આંગળ વધારવું, આઠ ગજ પછી પચાસ ગજ સુધી દર ગજે ચાર આંગળ વધારવું. કણુપીઠના મથાળાથી પાટના મથાળા સુધીમાં નવ ભાગ કરવા. ૧, ભાગ કુંભી, ૪. ભાગ થાંભલો, ૦ાા ભાગ કાઠાસરૂ ૧ાા, ભાગ ઠેકી ૧, ભાગ ભરણુ, ૧, ભાગ પાટ, ઉંચાઇથી સવાયો અગર દોઢો પહોળો કરવો. થાંભલો ઉંચાઈના પાંચમે અગર છઠે ભાગે પહોળો કરવો.

## દ્વારમાન.

એક ગજથી ચાર ગજના પ્રાસાદને દરગજે ૧૬ આંગળ વધારવું, ચારગજથી આઠ ગજ સુધી દરગજે ૩, આંગળ વધારવું, આઠ ગજથી પચાસ ગજ સુધી દરગજે ૨, આગળ વધારવું. દ્વાર ઉંચાઇથી અર્ધું પહોળું કરવું. દ્વાર સાંકડુ લાગે તો પહોળાઇના સોળમા ભાગે બારણુ વધારે પહોળું કરવું. બારણાની ઉંચાઇના પાંચમા ભાગે અગર છઠ્ઠા ભાગે સાખ જાડી કરવી,

નવશાખા શિવના મન્દીરને કરવી સપ્ત શાખા સર્વ દેવને કરવી. અને પંચ શાખા સર્વ ભૂમીના રાજાને કરવી અને ત્રીશાખા મંડળીક રાજાને કરવી. પ્રાસાદના મુખ્યદ્વારને પંચશાખાથી ઓછી શાખા કરવી નહિ. દ્વારથી ઉંચાઇના ચોથા ભાગે દ્વારપાળ ઉંચો કરવો.

## આઠ દિશાના આઠ દેવો.

પુર્વે ઇંદ્ર, વાહન હાથી, વજા, અંકુશ, કમંડળ, માળા.
અગ્નિએ અગ્નિદેવ, વાહનઘેટો, વરદ, શકિત માળા, કમંડળ
દક્ષિણે, યમ, વાહનપાડો, લેખણ, પુસ્તક, કુકડો, દંડ.
નરૂત્યે ક્ષેત્રપાળ, વાહનશ્વાન ખડગ, ખેતક.
પશ્ચિમે વરૂણદેવ, વાહન મઘર, વરદ પાશ, પ કમંડળ.
વાયવ્યે વાયુદેવ, વાહનમૃગ વરદ, ધ્વજા, ધ્વજા કમંડળ.
ઉત્તરે કુબેર; વાહન હાથી, ગદા દ્રવ્યની કોથળી કમંડળ, અભય
ઇશાને શંકર, વાહન પોઠીયો, ત્રીશુળ, બીજોરૂ, સર્પ કમંડળ

## પ્રાસાદનો ગભારો તથા ઓસાર.

પ્રાસાદ રેખાએ જેટલો હોય તેના દશ ભાગ કરવા તેમાંથી ઓસાર માટે બબ્બે ભાગ લઈ ૬ ભાગનો ગભારો કરવો.

ગભારાનો ઓસાર ઓછો કરવો હોય તો રેખાગળ ન થાય તે પ્રમાણે ઓસારની વધઘટ કરવી.

મંડપ પ્રાસાદથી દોઢો પહોળો કરવો. સમચોરસ કરવો. બાજુમાં તથા સન્મુખ ચોકીયાળા કરવા. ઘુમટ અર્ધ-ગોળ કરવો. પદ્મશિલા ઘુમટ જેટલો પહોળો હોય તેના ચોથા ભાગે કરવી. ઘુંમટ પરનો ચંદ્રસ ઘુમટ બહારો બહાર જેટલો પહોળો હોય તેના ત્રીજે ભાગે પહોળો કરવો અને આંબરસાળો ઘુમટના ચોથા ભાગે પહોળો કરવો. આંબરસાળો જેટલો પહોળો હોય તેના સાત ભાગ કરી ચાર ભાગ જાડો કરવો અને ત્રણ ભાગનું ઇંડું કરવું. ઇંડું ઉંચુ કરવું ઘુમટનો આંબરસાળો પહોળો હોય તેના બમણા કરી પાંચમો ભાગ ઓછો કરી તેટલો ધ્વજા દંડ લાંબો કરવો. આ માન ઘુમટ માટે છે.

ઘરદેરાસરને જેટલો આંબરસાળો પહોળો હોય તેથી ધ્વજા દંડ બમણો લાંબો કરવો પાંચમો ભાગ ઓછો કરવો નહિ.

## શિખરની નમણનું માન

રેખાના પાયચે જેટલું પહોળું હોય તેના દશ ભાગ કરવા અને છ ભાગનું બાંધણું રાખવુ બબ્બે ભાગની નમણ કરવી.

શિખર સવાયું કરવું હોય તો રેખાના પાયચે જેટલું પહોળુ હોય તેનાથી ચાર ગણી કામડી કરવી.

શિખર દોઢુ કરવું હોય તો રેખાને પાયચે જેટલું પહોળું હોય તેનાથી પાંચ ગણી કામડી કરવી

શિખર પોણુબમણું કરવું હોય તો રેખાના પાયચે જેટલું પહોળું હોય તેનાથી છ ગણી કામડી કરવી.

## ધ્વજા દંડનું માન

પ્રાસાદ જેટલો રેખાયે હોય તેટલો ધ્વજાદંડ લાંબો કરવો તે જેષ્ટમાન છે જેષ્ટમાનથી દસમો ભાગ ઓછો કરીએ તો મધ્યાન જાણવું જેષ્ટમાનથી પાચમો ભાગ ઓછો કરીએ તો કનીષ્ઠમાન જાણવું.

એક ગજનો ધ્વજાદંડ ૦।। ઇંચ જાડો કરવો એક ગજ પછી ૫૦ ગજ સુધી દરગજે અર્ધો અર્ધો ઇંચ વધારવું ધ્વજાદંડ જેટલો લાંબો હોય તેના છઠે ભાગે પાટલી લાંબી કરવી લંબાઇથી અર્ધી પહોળી કરવી, અને પહોળા-

ઇના ત્રીજા ભાગે પાટલી જાડી કરવી. પાટલીના તળીચે અર્ધ ચંદ્ર કરવે પાટલીના મથાળે મોગરો કરવો ધ્વજાદંડનુ માપ પાટલીના તળીયેથી ગણવું, સાલ જુદું કરવું.

ધ્વજાદંડ જેટલો લાંબો હોય તેટલી ધ્વજા લાંબી કરવી લંબાઇના આઠમે ભાગે પહોળી કરવી. ધ્વજાનાપાટ એકી કરવા.

પ્રાસાદની પાછળ જમણે અંગે પઢરામાં ધ્વજાદંડ બેસારવો તેની નીચે ધ્વજાપુરૂષ પઢરામાં કરવો.

દરેક શિલ્પીએ ધ્યાનમાં રાખવું કે જેષ્ટમાન કરવું તો પરથારથી માંડીને ઇંડાસુધી જેષ્ટમાન કરવું. અગર મધ્યમાન કરવું તો પરથારથી માંડીને ઇંડાસુધી મધ્યમાન કરવું.

## સિંહાસનનું માપ

ગભારો સમચોરસ હોય તેના પાછળના અર્ધા ભાગમાં ભાગ ૨૮ કરવા ગભારાના પ્રથમ ભાગમાં મહાદેવનું લીંગ સ્હેજ ઇશાન તરફ સ્થાપન કરવું.

૧. શીવલીંગ ગભારાના મધ્ય ભાગમાં સ્હેજ ઇશાન તરફ સ્થાપન કરવું. ૨. ભાગે હીરણ્ય, ૩. ભાગે નીકુલ, ૪ ભાગે સાવીત્રી, ૫. ભાગે ઇશ્વરની મુર્તી, ૬. ભાગે સ્વામી કાર્તીક, ૭. ભાગે બ્રહ્મા, ૮. ભાગે વાસુદેવ, ૯. ભાગે જનાર્દન, ૧૦. ભાગે વિશ્વરૂપ, ૧૧. ભાગે અગ્નિદેવ, ૧૨. ભાગે સુર્ય, ૧૩. ભાગે દુર્ગાદેવી, ૧૪. ભાગે ગણેશ અને જૈન, ૧૫. ભાગે નવગૃહ, ૧૬. ભાગે યાત્રાદેવી, ૧૭, ગણ,

૧૮. ભાગે ભૈરવ મુર્તિ, ૧૯. ક્ષેત્રપાળ, ૨૦. ભાગે યક્ષદેવતા, ૨૧. ભાગે હનુમાન, ૨૨. ભાગે ઇન્દ્ર, ૨૩. ભાગે ઇશ્વર, ૨૪. ભાગે દૈત્ય, ૨૫. ભાગે રાક્ષસ, ૨૬. ભાગે પિશાચ્ય દેવતા, ૨૭. ભાગે ભૂતપ્રેત,

## જૈનના પબાસણનું પાન.

ગભારાના દશ ભાગ કરવા, તેમાં પછી તેથી ત્રણ ભાગેનું પબાસણ પહોળું કરવું. પબાસણ બારણાની ઉંચાઇના અર્ધા ભાગે ઉંચુ કરવું.

### ધ્વજાદંડના નામ

પર્વ ૧, જય પર્વ ૩, નંધરસ, પર્વ. ૫, પિંગલા, પર્વ ૭, માન સંભવ. પર્વ. ૯ શ્રીમુખ, પર્વ ૧૧ રૂદ્ર દંડ પર્વ ૧૩ ત્રિલોક વિજય પર્વ ૧૫, પંચાદિવ્ય, પર્વ ૧૭, કાલદંડ પર્વ ૧૯, મહોકટી, પર્વ ૨૧, સુર્ય, પર્વ ૨૩, સીલોદભવ પર્વ ૨૫, વિશ્વકર્મા. જેષ્ટપાનમાં ધ્વજાદંડ મહાદેવ સિવાય કોઇને કરવો નહિ. જે દેવની રાશી હોય તે રાશીને અનુકુળ કરવો.

## દ્રષ્ટિનું માપ

દ્વારની ઉંચાઇના ભાગ ૩૨ કરવા, ૧ થી ૯ ભાગ સુધી મહાદેવની દ્રષ્ટિ રાખવી. ૧૦ મે ભાગે મહાદેવની મુર્તીની દ્રષ્ટિ રાખવી, ૧૨ મે ભાગે વરૂણ દેવની દ્રષ્ટિ રાખવી. ૧૪ મે ભાગે માત્રા દેવીની દ્રષ્ટિ રાખવી. ૧૬ મે ભાગે યક્ષની દ્રષ્ટિ રાખવી. ૧૮ મે ભાગે ઉમા, રૂદ્ર અને શ્રીયા,

હરિની બન્નેની દ્રષ્ટિ રાખવી, ૨૦ મે ભાગે બ્રહ્મા, યુગ્મ, દુર્ગા અગસ્ત, નારદ, આદિ મુનિશ્વરોની દ્રષ્ટિ રાખવી. ૨૧ મે ભાગે લક્ષ્મીની દ્રષ્ટિ રાખવી. ૨૪ મે ભાગે સરસ્વતી અને ગણેશની દ્રષ્ટિ રાખવી. ૨૫ મે ભાગે ઘનશ્યામની દ્રષ્ટિ રાખવી. ૨૬ મે ભાગે ચંદ્રની દ્રષ્ટિ રાખવી, ૨૭ મે ભાગે બ્રહ્મા, વિષ્નુ, રૂદ્ર અને સુર્યની દ્રષ્ટિ રાખવી ૨૯ મે ભાગે ભઇરવ અને ચંડિકાની દ્રષ્ટિ રાખવી.

દ્વારની ઉંચાઇના આઠ ભાગ કરવા. ઉપરનો એક ભાગ છોડવો. સાતમા ભાગના આઠ ભાગ કરી ઉપરનો એક ભાગ છોડવો. સાતમા ભાગના સાતમે ભાગે જીન પ્રતીમાની દ્રષ્ટિ રાખવી.

માપથી દ્રષ્ટિ ઉંચી રહે તો ધનનો નાશ કરે. પંપમાંથી દ્રષ્ટિ નીચી રહે તો સર્વ વૈભવનો નાશ કરે. સમ દ્રષ્ટિ સર્વ પ્રકારના સુખ આપનારી છે.



# શિલ્પશાસ્ત્ર પંચરત્ન ચિંતામણી

## ભાગ ૫

### કુંડસીદ્ધિ

(૧) હે, પાર્વતી ! અનેક સુર્યના ઉદરમાં ઘણું ઘણું અંધારૂ છે, તેમાં શોભાયમાન સંપૂર્ણ ચંદ્રમાં અતિ ચંચળ ચમકતી બે માછલીઓ છે, અને અડધા ઉઘડેલા કમળમાં બારીક હીરાકણીની પંકિત છે, અને સોનાના બે ઉંચા પર્વતની તળેટી નીચે વહેનારી યમુનાજી ઘણાજ પાતળા પ્રવાહે વહે છે. આ પ્રમાણે મર્મ અને હાસ્ય સહિત બોલતા શિવજી તમારી રક્ષા કરો.

યજ્ઞ કરાવનાર યજમાન સરખી પૃથ્વી પર સીદ્ધા ઉંચા હાથ રાખી પગના ફણા ઉપર પેની ઉંચી રાખી ઉભા રાખીને માપવું. આવી રીતે ઉભા રહેલા પુરૂષનો પાંચમો ભાગ તે હાથ જાણુવો તે હાથનો ચોવીસમો ભાગ તે આંગળ જાણુવો. (તે ગંજાશ જાણુવો) તે આંગળનો આઠમો ભાગ યવ, યવનો આઠમો ભાગ લિક્ષા, (લીંખ) લીક્ષાનો આઠમો ભાગ બાલાગ્ર વિગેરે, ઉપર બતાવેલ માપથી જે ગજ થાય તે ગજથી કુંડ બનાવવા,

## (૧) ચોરસ કુંડ સર્વસિદ્ધિ માટે કરવો.






ચોરસ ક્ષેત્ર ફળના ૮ ભાગ કરવા તેમાં પાંચ ભાગની પૃથ્વી ખોદવી. અને ત્રણ ભાગની મેખલા (કાંઠો) કરવી. મેખલા ઉંચી તેટલી પહોળી કરવી. ચોરસ કુંડના ભાગ ૨૪ કરવા, એક ભાગ પુષ્પ કંઠ (કાંઠો) ચાર ભાગની મેખલા પહેલી, ત્રણ ભાગની મેખલા બીજી, એ ભાગની મેખલા

ત્રીજી. ૧૨ ભાગ યોની લાંબી ૮ ભાગ પહોળી કરવી. બે ભાગની નાભી કરવી. પહોળી તેટલી ઉંચી કરવી.

ઉપર પ્રમાણે દરેક કુંડની ઉંડાઇ મેખલા અને યોની કરવી

## (૨) યોની કુંડ પુત્ર પ્રાપ્તિ માટે કરવો.



ચોરસ ક્ષેત્ર ફળના ભાગ ૨૦ કરવા, એક ભાગ ઉપર વધારવો અને અર્ધો અર્ધો ભાગ બન્ને બાજુમાં વધારવો મેખલા યોની, અને નાભી ચોરસ કુંડ પ્રમાણે કરવી.

(૩) અર્ધ ચંદ્ર કુંડ દોષ નિવારણ માટે કરવો



ચોરસ ક્ષેત્રના ભાગ ૨૫ કરવા તેમાંથી એક ભાગ ઓછો કરી બાકીના ચોવીશ ભાગનું અર્ધ ચંદ્ર, વૃત ફેરવવું. અને મેખલા, યોની, અને નાભી ચોરસ કુંડ પ્રમાણે કરવી.

## (૪) ત્રીકોણ કુંડ શત્રુનાશ માટે કરવો.



ચોરસ ક્ષેત્રફળના ભાગ ૩ કરવા, એક ભાગ આગળ વધારવો. ચોરસ ક્ષેત્રફળના ૪ ભાગ કરવા. તેમાંનો એક એક ભાગ પડખે વધારવો અને ત્રીકોણ કરવું. મેખલા, નાભી, અને યોની ચોરસ કુંડ પ્રમાણે કરવી,

## (૫) ગોળ કુંડ સુખશાંતિ માટે કરવો.



ચોરસ ક્ષેત્રફળના ભાગ ૨૪ કરવા. તેમાંનાં ભાગ ૧૩ લેવા, અને તેના ભાગ ૨૪ કરવા તેમાંનો એક ભાગ તેરમાં વધારવો અને તેવડું વૃત ફેરવવું. મેખલા નાભી, અને યોની ચોરસ કુંડ પ્રમાણે કરવી.

## (૬) ષટકોણ કુંડ મૃત્યુ અને દુઃખનિવારણ માટે કરવો



ચોરસ ક્ષેત્રફળના ભાગ ૪ કરવા. તેમાંના ભાગ ૩ લેવા અને તેના ભાગ ૭૦ કરવા. તેમાનો ભાગ એક ત્રણ ભાગમાં ઉમેરવો. તેટલુ વૃત ફેરવવું અને તે કંપાસ પર ૭ ભાગ કરવા. ૧ ભાગ તજી બીજા ભાગ પર દોરી મારવી. તેવી રીતે દરેક ચીન્હ પર દોરી મારવાથી ષટ કોણ થાય. મેખલા, નાભી, અને યોની ચોરસ કુંડ પ્રમાણે કરવી.

## (૭) છહાંસ કુંડ. મૃત્યુ, કષ્ટ અને રોગ નિવારણ માટે કરવો.




ચોરસ ક્ષેત્રફળના ભાગ ૮ કરવા. તેમાંના ભાગ ૫ લેવા અને તેના ભાગ ૧૬૦ કરવા, તેમાંનો ભાગ ૧ ઓછો કરવો અને તેવડું વૃત ફેરવવું અને તે વૃતનાં છ હાંસ કરવી. મેખલા નાભી અને યોની ચોરસ કુંડ પ્રમાણે કરવી.

## (૮) પદ્મ કુંડ વરસાદ માટે કરવો



ચોરસ ક્ષેત્રફળના ભાગ ૮ કરવા. દરેક ભાગ એક એકના વૃત ફેરવવા અને એવા ચાર વ્રત થાયે અને એક ભાગના ૩૯ ભાગ કરી તેમાંથી ૧ ભાગ ઓછો કરી પાચમું વૃત પદ્મ કુંડના કાચલા ઉંડા કરવા માટે ફેરવવું. કાચલાના વૃતનો ટુવો ત્રીજા વૃત પર કરવો. પદ્મ કુંડને કાચલા આઠ કરવા મેખલા, નાભી અને યોની ચોરસકુંડ પ્રમાણે કરવી.

# (૯) અષ્ટ કોણ કુંડ આરોગ્યતા માટે કરવો



ચોરસ ક્ષેત્રફળના ભાગ ૪ કરવા તેમાના ભાગ ૩ લેવા અને તેના ભાગ ૨૮ કરી બે ભાગ છોડી ત્રીજા ભાગ પર દોરી મારવી એવી રીતે આઠે ભાગ પર દોરી મારવાથી અષ્ટકોણ થાય. મેખલા, નાભી અને યોની ચોરસ કુંડ પ્રમાણે કરવી.

## (૧૦) અઠાંશ કુંડ આરોગ્યતા માટે કરવો



ચોરસ ક્ષેત્રફળના ભાગ ૧૨ કરવા તેમાંના ભાગ ૭ લેવા અને તેના ભાગ ૪૦ કરવા તેમાંનો એક ભાગ સાત ભાગમાં વધારવો. અને તેવડું વૃત ફેરવવું. અને તે પર અઠાંશ કરવી. મેખલા નાભી અને યોની ચોરસ કુંડ પ્રમાણે કરવી.

## પીઠીકાનું પ્રમાણ




નવકુંડ વિધાન




પંચકુંડ વિધાન

યજ્ઞ કરવાના મંડપની મધ્યે બ્રહ્માની પીઠીકા કરવી

કુંડથી બમણી પીઠીકા સમચોરસ કરવી. ગજે અડધો ગજ ઉંચી કરવી. ઇશાન ખુણે રૂદ્રની પીઠીકા કરવી. તે ગજ ગજ સમચોરસ અને ગજ ઉંચી કરવી. અગ્નિ ખુણે ગણપતી અને માત્રાદેવીની બે પીઠીકાઓ ગજ ગજ સમચોરસ અને અડધો ગજ પીઠીકા ઉંચી કરવી. નૈરૂત્ય ખુણે નવગૃહની પીઠીકા કરવી. ગજ ગજ સમચોરસ અને પીઠીકા ઉંચી ગજ કરવી. વાયવ્ય ખુણે વાસ્તુની પીઠીકા કરવી. ગજ ગજ સમચોરસ અને ગજ પીઠીકા ઉંચી કરવી.

## જૈન દેરાસર માટે

પ્રતિષ્ઠા અને શાંતી સ્નાત્રમાં પ્રાસાદની ચારે ખુણે નવ નવ આંગળ સમચોરસ અને નવ આંગળ ઉચી ચાર પીઠીકા કરવી. મંડપમાં મધ્યે–૨૫–૨૫–આંગળની સમચોરસ અને ૨૫ આંગળ ઉંચી પીઠીકા કરવી.

## યજ્ઞનો મંડપ કરવા વિષે

પ્રાસાદની આગળ ઇશાને અથવા ઉત્તરે ૩–૫–૭–૯–૧૧ અને ૧૩ ગજ છેટે યજ્ઞનો મંડપ કરવો. મંડપ ૮–૧૦–૧૨–૧૬ અને ૨૦ ગજ સુધીનો મંડપ કરવો.

મંડપના થાભલા સોળ કરવા ચાર ખુણાના થાંભલા ગજ પાંચ પાંચ ઉચા કરવા દ્વારના આડ થાંભલા છ અથવા સાત ગજ ઉંચા કરવા. મધ્યના ચાર થાંભલા આઠ ગજ ઉંચા

કરવા. દરેક થાંભલાનો પાંચમો ભાગ સાલ માટે વધારે લેવો. તોરણના થાભલાના ચારે દ્વાર જુદા જુદા કરવા, બે ગજ દ્વાર પહોળુ કનિષ્ટમાન, બે ગજને ચાર આંગળ મધ્યમાન, અને બે ગજને આઠ આંગળ જેષ્ટમાન જાણવું.

મંડપનું દરેક પદ ચાર ચાર ગજનું રાખવું.

આમાન એક ગજના કુંડ માટે છે. જેટલા ગજ મોટો કુંડ હોય તેટલું વધુ ઘટુ કરી લેવુ.

મંડપના થાંભલા વડ અગર પીપળાના કરવા.

## કુંડનું પ્રમાણ

દસ હજાર આહુતી દેવી હોય તો એક ગજનો કુંડ કરવો પચાસ હજાર આહુતી દેવી હોય તો બે ગજનો કુંડ કરવો લાખ આહુતી દેવી હોય તો ત્રણ ગજનો કુંડ કરવો. દસ લાખ આહુતી દેવી હોય તો ચાર ગજનો કુંડ કરવો. ત્રીસ લાખ આહુતી દેવી હોય તો પાંચ ગજનો કુંડ કરવો, પચાસ લાખ આહુતી દેવી હોય તો છ ગજનો કુંડ કરવો એંશી લાખ આહુતી દેવી હોય તો સાત ગજનો કુંડ કરવો એક કરોડ આહુતી દેવી હોય તો આઠ ગજનો કુંડ કરવો દરેક ગજ પ્રથમ લખા પુરૂસના પાંચમા ભાગના હાથનો ગજ સમજવો દરેક કુંડ રંગથી સુશોભીત કરવા અને પીઠીકા રંગથી સુશોભીત કરવી.

# વાસ્તુ થાપન

## ૪૯ પદનો વાસ્તુ

પુર્વ

ઈશાન | અગ્નિ | નૈરૂત્ય | વાયવ્ય

ઉત્તર | દક્ષિણ | પશ્ચિમ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઈ | પ | જ | ઈં | સૂ | સ | ભૃ | આ | અ |
| દી | આપ / આપવત્સ | | અર્યમા | | | સાવિત્રી / સવિતા | | પૂ |
| અ | | | | | | | | વિ |
| શો | પૃથ્વીધર | | બ્રહ્મા | | | વૈવસ્વત | | ગૃ |
| રુ | | | | | | | | ય |
| ળ | | | | | | | | ગ |
| મુ | રૂદ્ર / રુદ્રદાસ | | મૈત્રગણ | | | ઈન્દ્ર / જય | | ભૃ |
| ના | | | | | | | | મૃ |
| રો | પા | શો | અ | વ | પુ | સુ | નં | પિ |

પ્રાસાદમાં ખાત મુહુર્ત, ઉંબરાનુ મુહુર્ત, ઓતરંગનું મુહુર્ત, પાટનું મુહુર્ત પદ્મશિલાનું મુહુર્ત આંબરસાળાનું મુહુર્ત અને ઘરમાં ખાત મુહુર્ત, બારણાનું મુહુર્ત પાટનું મુહુર્ત, મોભ મુહુર્ત વખતે વાસ્તુ પુજવો. ઘર અગર પ્રાસાદ જેટલો લાંબો પહોળો હોય તેટલો વાસ્તુ કલ્પવો. જેટલા પદનો વાસ્તુ હોય, તેટલી સોપારી, એલચી લવીંગ, તજ, બદામ, સાકર, ખારેક, સુકો મેવો, ફળ ફુલ વિગેરે વસ્તુઓ તથા રૂપામહોરો મુકવી.

# ૮૧ પદનો વાસ્તુ

વાસ્તુના થાપન માટે રેશમી લીલું સવા હાથનું વસ્ત્ર લેવું જેટલા પદનો વાસ્તુ પુજવો હોય તેટલા પદની ચોખાથી રેખાઓ પુરવી. દરેક પદમાં રૂપામહોર, સોપારી, વિગેરે મુકવું અને ત્રાંબાનો કળશ ગંગા જમનાનું આવ્હાન કરી જળથી ભરવો. તેમાં સોના-મહોર અને રૂપા મહોર મુકવી. નાગરવેલના પાન સહીત શ્રીફળ મુકવું. અને તેના પર સફેદ વસ્ત્ર ઓઢાડી નાડાછડીથી બાધવું અને તે ત્રાંબાનો કળશ વાસ્તુના થાપન પર મુકવો.

ગણુપતીના થાપન માટે રેશમી પીળું વસ્ત્ર સવા હાથનું લેવું. તેના પર ઘંઉનુ મંડળ પુરવું અને તેના પર રૂપા મહોર મુકી ગણુપતીનુ થાપન કરવું. અને ઘી, ગોળનું નૈવેદ્ય, ધરવું.

નવગૃહના થાપન માટે રેશમી લાલવસ્ત્ર સવા હાથનું લેવું. તેના પર નવ ભાગનું ચોખાથી મંડળ પુરવું, નવે ભાગમાં સોપારી અને રૂપા મહોર મુકવી. અને નવગૃહનું પૂજન કરવું

વાસ્તુ અને પ્રતિષ્ઠા વખતે ચંડી ગણુપતી અને દીગ્પાલો સહિત વાસ્તુ પુજવો

વાસ્તુના થાપન પર ગજ મુકી તેનુ પૂજન કરવું. (૧. મહાદેવ, ૨, વાયુ, ૩, વિશ્વદેવ, ૪, અગ્નિ, ૫, બ્રહ્મા, ૬, સુર્ય ૭, રૂદ્ર ૮, યમ, ૯, વિશ્વકર્મા, ૧૦. આઠે વસુ ૧૧, ગણુપતી, ૧૨, વરૂણ, ૧૩, કાર્તિક સ્વામી, ૧૪, ઇચ્છાદેવી, ૧૫, ક્રિયાદેવી, ૧૬, જ્ઞાન, ૧૭, કુબેર, ૧૮. ચંદ્ર, ૧૯. જ્ય, ૨૦, વાસુદેવ, ૨૧, બલભદ્ર, ૨૨, કામદેવ, ૨૩, વિષ્નુ દેવ. વિગેરે દેવો તથા દેવીઓને ગજના અનુક્રમે પુજન કરવું.

શિલ્પીને કાંડુ બાંધી પુજન કરવું. વસ્ત્રાલંકારથી શિલ્પીને સંતોષવા શિલ્પીને હાથે કરેલું કાર્ય રીદ્ધિ સીદ્ધિને આપનારૂં છે. શિલ્પીના હૃદયસ્થાને બ્રહ્મા છે. મસ્તક સ્થાને વિષ્ણુ છે. હાથને વિષે વરૂણનું સ્થાન છે. મુખને વિષે

શંકરનું સ્થાન છે. નેત્રને વિષે ચંદ્ર સુર્યનું સ્થાન છે. સર્વ, અંગને વિષે માતૃકાનું સ્થાન છે. સુત્રમણી બંધને વિષે બ્રહ્માનું સ્થાન છે, શતકેતુંનું અંગુઠાને વીષે સ્થાન છે. તર્જનીને વિષે ઇશ્વરનું સ્થાન છે. મધ્યમ અંગુલીને વીષે માધવનું સ્થાન, અનામીકાને વિષે કાર્તિકનું સ્થાન, કનિષ્ટિકાને વિષે ભાસ્કરનું સ્થાન, હથેલીને વિષે પર્વનું સ્થાન, સર્વ તીર્થ યોગી વિશ્વકર્મા ને તત્વવેત્તા મુનીઓએ કહ્યું છે.

## વાસ્તુ પુજન

શ્રી ગણેશાય નમઃ અજ્ઞાન તિમિરાં ધસ્ય જ્ઞાનાંજન શલાકયયા ॥ ચક્ષુન્મિલિતંયેન તસ્મૈ શ્રી ગુરવેનમઃ ॥ ઓમ નમો વાસ્તુદેવાય શ્રી વિશ્વકર્માય નમઃ અનેન મંત્રેણ બ્રહ્મા સ્થાપનં. ઓમ શ્રી સિધ્ધીનમઃ ઓમ બ્રહ્માસને ઓમ બ્રહ્માય નમઃ અર્ઘમાદિ ચતુર્દેવસ્થાપનં ૫. ઓમ કંલીંસિધ્ધીનમઃ અર્ઘમાદિસ્થાપનં આાગચ્છ આગચ્છ ઓમ કંલીંસિદ્ધીનમઃ વિવસ્વન સ્થાપ્ય આગચ્છ આગચ્છ ઓમ કંલીંસિદ્ધી નમઃ મિત્ર સ્થાપ્ય આગચ્છ આગચ્છ ઓમ કંલીંસિદ્ધી નમઃ પૃથ્વી ધરસ્થાપ્ય આગચ્છ આગચ્છ.

## આઠે દિશાના દેવોનું સ્થાપન કરવું.

ઓમ કંલીંસિદ્ધી નમઃ આપ આપ સ્સ્થાપ્યઃ (ઇશાન ખુણે)
ઓમ કંલીંસીદ્ધી નમઃ સાવિત્રી સવિતા સ્થાપ્ય (અગ્નિખુણે)

ક્લીંઓમ ક્લીંશીદ્રી નમઃ ઈન્દ્ર અનિન્દ્રજય સ્થાપ્યઃ (નૈઋત્યખુણે)
ક્લીંઓમ ક્લીંસીદ્રી નમઃ રૂદ્ર રૂદ્ર દાસ સ્થાપ્યઃ (વાયવ્ય ખુણે)
અથ પૂર્વેષ્ટો દેવતાં ચૌવ સ્થાપિતં મંત્ર સંયુકતે આગચ્છ આગચ્છ ઓમ શ્રીં નમઃ ઇશ સ્થાપ્ય અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ હ્રીં શ્રીં નમઃ પર્યન્ય સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ હ્રીં શ્રીં નમઃ જય સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ હ્રીં શ્રીં નમ; દર્દ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ હ્રીં શ્રીં નમઃ સૂર્ય સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ હ્રીં શ્રીં નમઃ સત્ય સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ હ્રીં શ્રીં નમઃ ભ્રસ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ હ્રીં શ્રીં નમઃ નભ સ્થાપ્ય; અસ્મીન સ્થાને સ્થિરો ભવ—

—ઇતિ પૂર્વાદિ દેવતા સ્થાપ્યઃ પ્રયોગ સંકલ્પ

ક્લીંઓમ ક્લીં નમઃ અિગ્ન સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થરો ભવ,
ઓમ ક્લીં નમઃ પુર્વસ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ,
ઓમ ક્લીં નમઃ એવંવિતય સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ,
ઓમ ક્લીં નમઃ એવંગૃહ્ક્ષત સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ
ઓમ ક્લીં નમઃ એવંયમ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ,
ઓમ ક્લીં નમઃ એવં ગંધર્વ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ,
ઓમ ક્લીં નમઃ એવં ભૃગ સ્થાપ્યઃ અસ્મીન સ્થાનો સ્થિરો ભવ
ઓમ ક્લીં નમઃ મૃગ સ્થાપ્ય; અસ્મીન સ્થાને સ્થિરો ભવ,

**ઇતિ દક્ષિણ ષ્ટાતર દેવતા પ્રયોગ સંકલ્પ.**

અથ વરૂણ ષ્ટો દેવતા સ્થાપ્યઃ તો મંત્ર સંયુક્તાં.

ઓમ કલીં શ્રીં નમઃ પિતૃ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ
ઓમ કલીં શ્રીં નમઃ એવં ગણુ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ

ઓમ કલીં શ્રીં નમઃ એવં દૌવારીક સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ કલીં શ્રીં નમઃ એવં સ્કુશીવ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ કલીં શ્રીં નમઃ એવં પુષ્પ દંત સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ કલીં શ્રીં નમઃ એવં વરૂણુ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ ઓમ કલીં શ્રીં નમઃ એવં અસુર સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ. ઓમ કલીં શ્રીં નમઃ એવં શેષ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ. ઓમ કલીં શ્રીં નમઃ એવં પાપ ક્ષમા સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરો ભવ. ઇતિષ્ટો પશ્ચિમ દેવતા સ્થાપ્યતે મંત્ર સંયુકતં

ઓ.મ કલીંશ્રીં નમઃ એવં શેગ સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરોભવ
ઓમ કલીંશ્રીંનમઃ એવં નાગ સ્થાપ્ય અસ્મીનસ્થાને સ્થિરોભવ
ઓમ કલીંશ્રીં નમઃ એવં મુખ્યસ્થાપ્ય, અસ્મીન સ્થાને સ્થિરોભવ
ઓમ કલીંશ્રીં નમઃ એવં ભલાટ સ્થાપ્ય અસ્મીન સ્થાને સ્થિરોભવ
ઓમ કલીંશ્રીંનમ; એવં કુબેર સ્થાપ્યઃ અસ્મીન સ્થાને સ્થિરોભવ
ઓમ કલીં શ્રી નમઃ એવંગીર સ્થાપ્ય અસ્મીન સ્થાને સ્થિરોભવ
ઓમ કલીં શ્રીં નમઃ એવંઅદિતિ સ્થાપ્ય અસ્મીનસ્થાને સ્થિરોભવ
ઓમ કલીંશ્રીંનમ એવં દીતીસ્થાપ્ય અસ્મીન સ્થાને સ્થિરોભવ
ઈતી ઉતરાદીશાષ્ટો દેવતા સથાપયેત

પુર્વસ્થાપ્ય અગ્નિએ વીદારી દક્ષીણે જંભા નરૂત્યે, પુતના પશ્ચિમે સ્કંધા વાયવ્યે પાપ રાક્ષસી ઉત્તરે યમ, ઇશાને ચંદકી ઓમ હેતક ભૈરવાય નમ; ઓમ ત્રીપુ શતક ભૈરવાય નમઃ ઓમ આદી વેતક ભૈરવાય નમઃ ઓમ અગ્નિ જીહ્વાક ભૈરવાયનમઃ ઓમ ગંધમાદી ભૈરવાયનમઃ ઓમએકયાદભૈરવાય નમઃઓમ કાલ ભૈરવાય નમઃ ઓમ ભીમ ભૈરવાયનમઃ ઓમ જવાલામુખ ભૈરવાય નમઃ ઓમ સ્વચ્છંદ ભૈરવાયનમ ઓમ તીલખદ ભૈરવાય નમઃ

## અથ પુજન કૃત્વા

સ્નાનં કૃત્વા ગંગેચ યમુનેચૈવ, ગોદાવરી, સરસ્વતી ॥ નર્મદે સીધુ, કાવેરી જલેસ્મીન્સન્ધીંકુરૂ ॥ ઈતી પંચામૃત સ્નાનં કૃત્વા ॥

પુનઃ શુધ્ધોદક સ્નાનં કૃત્વા ઓમ નમઃ સર્વો પચારાર્થે ગંધાક્ષત પુષ્પં સમર્પયામિ વિલેપનાર્થે ચંદનં સમર્પયામિ. સેવંતિ પુષ્પે બ્રહ્મા સમર્પયેત્

શર્કરા ખાંડખાદ્યાનિ દધિક્ષાર ઘૃતાનિચા॥ આહારં ભક્ષ્ય ભોજ્યં ચ ગંધ ધુપાદિ નૈવેદ્યં પ્રતિગૃહ્યતાં॥૧॥ શ્રીખંડ કર્પુરા દ્વિકં ગંધ ધુપાદિક મર્ચીતમ્॥ નાલી કેલ હિરણ્યંચ બ્રહ્મ સ્થાને પ્રપુજ્યયેત્॥૨॥ પુંગિફલંચ નારંગી જંભીર કરંણુ સ્તથા॥ શ્રીફલંચ સદ્રવ્યંચ દીયતે સર્વ દેવતા॥૩॥ પંચરત્ન પર્યશર્કરા બ્રાહ્મણેપ્રદા પયેત્॥ અગર

ચંદન કુમકુમાદિ મર્ચયેત્ સર્વદેવતા ॥૪॥ કર્પુરં સુવર્ણ સિંધુરં બ્રહ્માધ્યા દેવ મર્ચીતં ॥ ગંધ ધુપ બલિચૈવ પુજ્યતે સર્વ દેવતા ॥૫॥ નૈવદ્ય પયસકર્શ ખાંડ ગુડ તિલમિશ્રીતં ॥ રાક્ષસ ભૈરવ ક્ષેત્રપાલો બલિ દધાદિશાષ્ટ કં ॥૬॥ અતઃ પરં નમસ્કાર નમોસ્તુવાસ્તુદેવાય નમોસ્તુ કમલાસને નમોસ્તુ દેવદેવાનાં કાલરૂપં નમોસ્તુતે પ્રાસાદં કુર્મદેવંચ મમઃ કર્મ-સિધ્ધીદં ભવેત્ અત્ર સ્થાને સ્થિરો દેવં શાંતવસ્ત્ર યતે પ્રભુ તસરં મંત્ર ધ્યાનયેત, ॥ ઓમ હ્રીં શ્રીં કુરુ કુરુસ્વાહા ૨૧ જાપ્ય કૃત્વા ઓમ વાસ્તુ દેવાય નમઃ દેવાલય સર્વ કર્મેષુ વાસ્તુ દેવસ્ય મર્ચિંતમ્ મંડલં પુર્યેત્ પ્રાજ્ઞ વાસ્તુનામ્ને પ્રકિર્તિતં ઓમ શાંતિ શાંતિ શાંતિઃ

## નમસ્કાર વિધી

શ્રીમન્મહાગણાધિપતયે નમઃ કુલદેવતા ભ્યો નમઃ સ્થાન દેવતા ભ્યો નમઃ વાસ્તુ દેવતા ભ્યો. નમઃ સર્વેભ્યો દેવેભ્યો. નમઃ સર્વેભ્યો બ્રાહ્મણેભ્યો નમઃ એ તત્કર્મ પ્રધાન દેવતાભ્યો નમઃ

સુમુખશ્ચૈક દંતશ્વ કપિલો ગજકર્ણકઃ લંબોદરશ્ચ વિકટો વિઘ્ન નાશો ગણાધિપઃ॥ ધુમ્રકેતુર્ગણાધ્યક્ષો ભાલચંન્દ્રો ગજાનનઃ દ્વાદશૈતાન્નિ નામાનિયઃ પઠેચ્છૃણુ યાદપિ॥ વિદ્યારંભે વિવાહેચ પ્રવેશે નિર્ગમે સ્તથા સંગ્રામે સંકટેચૈવ વિઘ્ન સ્તસ્ય નજાયતે॥ શુકલાં બરધરં દેવં શશિવર્ણ ચતુર્ભુજં મ પ્રસન્ન વદનં ધ્યાયેત્ સર્વ વિધ્નોપ શાંતયે॥ સર્વમંગલ્ય માગલ્યં શીવે

સર્વાર્થ સાધિ કે શરણ્યે ત્ર્યંબકેગૌરી નારાયણીનમો સ્તુતો॥ સર્વદા સર્વ કાર્યેષુ નાસ્તિ તેષાં મંગલમ્ યેષાં હૃદિસ્થો ભગવાન મંગલાયતનં હરિઃ॥ તદેવ લગ્નં સુદિનં તદેવ તારાબલં ચન્દ્ર બલંતદેવ વિદ્યાબલં દઇવબલંતદેવ લક્ષ્મીપતે મેંધ્રિ યુગ્મ સ્મરામિ॥

## સંકલ્પ

શ્રીમદ્ભગવતો મહાપુરૂષસ્ય વિષ્નોરાજ્ઞયા પ્રવર્તમાનસ્ય આદ્ય બ્રહ્મણો દ્વીતીયેપરાર્ધે વિષ્નુપદે શ્રીશ્વેત વારાહ કલ્પે વેવૈશ્વત મન્વંતરે કલીયુગે પ્રથમ ચરણે ભારતવર્ષે ભરતખડે જંબુદ્વિપે દંડકારણ્ય દેશે ગોદાવર્યા દક્ષીણે તીરે અમુક નામ સંવત્સરે અમુક માસે અમુક પક્ષે અમુક તીથો અમુકવાસરે અમુક નક્ષત્રે અમુક યોગે મમઃ આત્મનઃ પુરાણો કત; ફલ પ્રાપ્ત્યર્થં શ્રીવાસ્તુ દેવતા પુજન મહંકરીષ્યે

પ્રીયતાં નમમ

**આ પુજા જૈનો માટે છે.**

